# ઉભરાઈ જતો પ્રેમ.

ગદ્ય કાવ્ય.

What in thy love possess I not?
My star by night, my sun by day,
My spring of life when parch'd with drought,
My wine to cheer, my bread to stay,
My strength, my shield, my safe abode,
My robe before the throne of God,

(*Moravian.*)

મૂળ બંગાલીમાં
શ્રી ચંદ્રશિખર મુખોપાધ્યાએ કર્યું તેનું
ભાષાન્તર કર્ત્તા
**નારાયણ હેમચંદ્ર.**

નેક નામદાર લાઠી ઠાકોર સાહેબ ગોહલ
શ્રી સુરસિંહજીના ઉદાર આશ્રયથી
પ્રકટ કર્યો.

સન ૧૮૯૫.

# પ્રસ્તાવના.

થોડા દિવસ ઉપર મારી તરફથી **પ્રેમચર્ચા** નામનું એક લઘુ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે, તે ઘણાકના જોવામાં આવ્યું હશે. તેના ઉત્તર ભાગ તરીકે આ **ઉભરાઇ જતો પ્રેમ** નામનું પુસ્તક પ્રકટ કરવામાં આવે છે. આમાં એક પ્રેમીના પ્રેમનું જૂદું જૂદું ચિત્ર આંકવામાં આવ્યું છે. પ્રેમી પુરૂષ પોતાની મરી ગયલી પ્રિયાને ઉદ્દેશીને જે દુઃખકારક વર્ણન તથા મનના જૂદા જૂદા ભાવોનું વર્ણન કરે છે તેનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રેમ એ શું છે અને ખરો પ્રેમ કોને કહે છે? તેનો કંઈ ખ્યાલ આપવા માટે આ પુસ્તક પ્રકટ કરવાનો મૂળ ઉદ્દેશ છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું માન નેક નામદાર લાઠી ઠાકોર સાહેબ ગોહલ **શ્રી સુરસિંહજીને** ઘટે છે અને તેમના ઉદાર આશ્રયથી આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. તેથી તેમનો આભાર માનવો ઉચિત જાણુંછું.

મુંબઈ.
તા. ૨-૩-૯૫.

**નારાયણ હેમચંદ્ર.**

# અનુક્રમણિકા.







# ઉભરાઈ જતો પ્રેમ.

( ગદ્યકાવ્ય. )

## શું પેલું મુખ!

શું પેલું મોં કેવી રીતે વર્ણવું તે મુખની ખુબી! હૈડામાં આવ્યાથી છાતી ચીરાઈ જાય છે, માથું ભમે છે, આંખોમાંથી આંસુડાં ટપકે છે, નસોમાં પ્રબળ વેગથી લોહી ફરેછે તો તે મોંનું વર્ણન શું કરૂં? અપ્સરા-કંઠ ગીતિવત્ દૂરથી આવતા વીણાના શબ્દ સરખો, નદી પટમાં અસ્ફુટ ચંદ્રપ્રકાશમાં વિરહ સંગીત સરખો, તરતના ખીલેલા ફૂલની સુગંધીથી ભરેલી સંધ્યા સમયની હવા સરખો તેનો મધુર કંઠ સ્વર!–ભાષામાં તેવા શબ્દ નથી, મનુષ્યની તેવી વિચારશક્તિ નથી, મારી સ્વપ્નમયી કલ્પનામાં તેવું કવિત્વ નથી, સાંભળનારની તેવી સત્દ્દયતા નથી, જગત્માં તેની ઉપમાસ્થલ નથી–તેના જેવું સુખ, શાન્તિ, સૌન્દર્ય, પવિત્રતા પરિપૂર્ણ કંઈ જોતો નથી–હરિ! હરિ! કેવી રીતે સમજાવું કે કેવું પેલું

મોં હતું. પેલું મોં હવે શું એકવાર પણ જોઈશ નહિ? બીજું કંઈજ માગતો નથી, કેવળ જોવું છે, એકવાર માત્ર આંખથી જોઈશ, અને જોતો જોતો એકવાર રોઈશ—એની કીંમત કેટલી છે? જેટલી લાગશે તેટલી આપીશ. ફક્ત એકવાર જોવું છે—જન્મને માટે એકવાર જોઈશ અને એકવાર રોઈશ, તેમાં કોઇની પણ હાનિ થનાર નથી, તેમાં કોઈનું પણ અનિષ્ટ થનારૂં નથી, કોઈ પણ સુખથી વંચિત થનાર નથી, કોઈ પણ મનમાં વ્યથા પામશે નહિ, કોઈ જાણશે નહિ, કોઈ સાંભળશે નહિ—તો શું હવે એકવાર પણ જોઈ શકીશ નહિ?

સારી વસ્તુની કીંમત વધારે હોય છે, તે હું જાણુંછું. જેવો જેનો ખપ તેવી તેની કીંમત અંકાય છે, તે જાણું છું. આ વિશ્વકાર્યનો જો કોઈ કર્ત્તા હોય તો તેને પૂછું છું કે તમને શું જોઇએ? પેલું મોં એકવાર દેખાડો તો શું લેશો? જીવન લો, અથવા તેના કરતાં જે વધારે દુ:ખકારક જીવન લેશો ના, જીવન લીધે શું ફાયદો! જીવનનું સર્વસ્વ લો. શું મારા જીવનનું સર્વસ્વ લેશો? આવો શાપ લો ના—આશીર્વાદ દઈશ—ધન્યવાદ આપીશ. મારા જીવનનું સર્વસ્વ શું છે? મર્માન્તિક યાતના સ્મૃતિરૂપી વીછુંનો ડંખ, સર્વ કાળમાં ઉદાસીનપણું, સર્વ વિષયમાં

વાત્સલ્યપણું, ઈશ્વરમાં અવિશ્વાસ—એજ મારૂં સર્વસ્વ છે—એ શું કબૂલ કરશો? આ શું સુખી જીવન છે? ઈશ્વરમાં અવિશ્વાસ—તે શું કંઈ સુખનું જીવન છે? તમે આશા રાખો છો—મારે આશા નથી, તમે કદાચ સ્વર્ગમાં હો કે નરકમાં હો તોપણ એક સ્થાનમાં રહેશો! હું એકીવારે હમેશાને માટે વિલુપ્ત થઈશ. તમે કદાચ વૈકુંઠવાસી થશો, હું માટી થઈશ, તમે આ સંસારમાં જે હરી બેઠા છો તે કદાચ ફરી મેળવી શકશો મારૂં જે ગયું છે તે હમેશાંને માટે ગયું છે. તમે સુખી હો કે દુઃખી હો પણ આ જગત્ વ્યાપારમાં એક મુખ્ય વ્યક્તિ છો; હું બહારથી આવેલો માત્ર છું—આજે આવ્યો છું, કાલે ચાલ્યો જઈશ. તમે તો અનાદિકાલના સાક્ષી છો; હું તો પાણીનો પરપોટો છું—હમણાં થયો છું, હમણા પાણીની સાથે મળી જઇશ. એક ધન મારૂં હતું, તે કેવળ કદી આપી શકયો નહિ. સ્વર્ગના બદલામાં પણ આપ્યું નહિ; નિર્વાણ—મુક્તિને માટે પણ આપવા ના કહી. મનની વાત જાહેર કરવાની શક્તિના બદલામાં તે આપી શકયો નહિ, ઇચ્છા—મૃત્યુના બદલે તે આપ્યું નહિ—તે વેચવાનું ધન નહોતું, તે મેળવવાની સામગ્રી હતી; તે હોત તો આપત, તે કારણ—હમણા નથી. કોણ જાણે કયાં ગયું. હૃદય-

પિંજરામાં એક પક્ષી ફર્યું હતું—ઘણો યત્ન કરી પાળ્યું, ઘણી પ્રીતિ કરી, ઘણીક મધુર વાતો કરતું, તે સ્વાર્થ-સર પક્ષી અકસ્માત્ એક દિવસ સાંકળ તોડીને ક્યાંનું ક્યાં ઉડી ગયું, તેને માટે આખો સંસાર શોધી વળ્યો—ક્યાં પણ મળ્યું નહિ, જ્યાં જોઉંછું ત્યાં તેની ખોટ માત્ર જોઉંછું તેની ખોળમાં ઘણાં ધર્મ પુસ્તકો, ઘણાં દર્શન વિજ્ઞાન જોયાં—કોઇએ પણ તેનો પત્તો આપ્યો નહિ. ઘણો પ્રેમ કરતો હતો, ઘણાં ઘણાં ઘેલાં કાઢતો હતો, ખોટી વાત! ચાહતો હતો—હમણાં પણ ચાહું છું. જ્યાં-સુધી જીવીશ ત્યાંસુધી ચાહીશ—પરન્તુ પ્રેમસહિત ઘેલાં કદી પણ કાઢી શકીશ નહિ. સર્વદા કરીશ, કહીશ, એવું મનમાં ધારીને મનની વાતો કદી હૈડું ખોલીને કહી નથી, મારા મનના મનોરથ મનમાંજ રહી ગયા. હું તેને દે-વબાળા તરીકે ગણતો હતો, કદી પણ પરિપૂર્ણ રીતે પ્રેમ કરી શકતો નહોતો—કોણ જાણે તે શું ધારે એ ભ-યથી સારી રીતે પ્રીતિ કરી શકયો નહિ. છાતીપર રા-ખ્યાથી કદાચ વ્યથા પામે એ, ભયથી તે વિરહિણીના—વિરહશ્વાસથી બનેલું શરીર, પેલું શરત્ ચંદ્ર જ્યોત્સ્નાથી બનેલું શરીર, કદી છાતીપર રાખવાની હિમ્મત કરી નહિ. જ્યારે તેની તરફ નજર કરીને જોતો, ત્યારે જણાતું કે

પેલું મુખ આ જગત્‌નું નથી–જ્યાં શોક તાપ દુઃખ છે, જ્યાં સ્વાર્થપણું છે, અપવિત્રતા છે, પાપ છે, તેવા જગતનું નથી; બીજા લોકમાંથી નષ્ટ ધનને શોધતું શોધતું માર્ગ ભૂલી તે આ પાપ તાપ પૂર્ણ સંસારમાં આવી પડ્યું છે, તેથીજ કદી પૂરો પ્રેમ કરવા પામ્યો નહિ.–મનની ઇચ્છા મનમાં રહી, કદી પ્રેમ કરવામાં આવ્યો નહિ– મનમાં બહુ ખેદ રહી ગયો. જે આદરનું ધન છે, તેને આદર કરી શકયો નહિ. તે મારૂં જીવનાવલંબન હતું, મારી જીવન મરૂભૂમિની તે એક માત્ર સહસિ હતી, મારા હૃદયાકાશનો તે એક માત્ર ધ્રૂવનો તારો હતો, મારૂં સર્વ ધન કયાં જતું રહ્યું! કયાં ગયું! શું થયું! માણસનું મર્યા પછી શું થાયછે? શું તે માટી થઇ જાયછે! પેલું મોં, પેલા જગત્‌માં તેનું કંઇજ નથી–હરિ! હરિ! કિયા વિધાતાએ તેને બનાવી હતી! પેલું મોં–જગત્‌સૌન્દર્યની પ્રતિમા સ્વરૂપ મોં શું માટી થઇ જશે! તેથીજ કહું છું કે આ જગત્‌માં સુનિયમ નથી. વિધાત નથી સારા નરસાનો વિચાર નથી, પવિત્રા પવિત્રની તુલના નથી, દયા નથી, માયા નથી, સ્નેહ નથી, મમતા નથી– કેવળ ઘાતકીપણું, કેવળ નૃશંસતા, કેવળ પરદુઃખ પ્રિયતા અને કેવળ પરસુખમાં ખેદ છે. પરન્તુ શું કહેતો

હતો તે કહેતાં કહેતાં વિસરી ગયો—પેલું મોં છાતીમાં આવતાં છાતી ભરાઈ આવેછે. હૃદયમાં આવી ગળામાં ડુચો ઘાલેછે, તેથી અન્તરની વાત કહેવાતી નથી, કેવી રીતે કહું, ત્યારે પેલું મોં કેવું હતું, દયારામની કવિતાના જેવું, પ્રેમના પ્રથમોચ્છ્વાસના જેવું, સમાધિગત પ્રેમની સ્મૃતિના જેવું, એકાન્ત કુંજમાં સાંઝની હવાના જેવું, બાલ્યકાલની સુખસ્મૃતિના જેવું, અકસ્માત્ ઉત્પન્ન થયલું ઘણા દિવસથી વિસ્મૃત સુખ સ્વપ્ના જેવું, ધીરે ધીરે આવતી નાની ગંગાની લહેરીમાં પૌર્ણમાસીની રાત્રે મૃદુ પવનથી કંપિત શારદી—જ્યોત્સ્નાના જેવું, પેલું મોં હતું. તે મોંમાં, પ્રેમભિક્ષા પરિપૂર્ણ તે હાસ્યમય દૃષ્ટિ તોપણ તે સાથે વળી અમૃત વર્ષણી દૃષ્ટિ તે હીંમત હરાવતી, જે દૃષ્ટિ પળે પળે સૂચવતી કે હું આ સંસારમાં કોઇને સારી પેઠે ઓળખતી હતી, તમારા શિવાય બીજા કોઇને ઓળખતી પણ નથી. હું આ જગત્‌ની નથી, મને પગ નીચે રઝળાવશો ના, વળી તેનું હસવું—તેનું હાસ્યથી ભરપૂર હસવું હૃદય દર્પણ સ્વરૂપ તેનું હસવું; એ સર્વ શામાટે ઉત્પન્ન કર્યાં હતાં, જગદીશ! હમણા મનમાં આવેછે કે છાતી ઉપર પથ્થર ચાંપી મૂકયો નહિ. ઘણી નિષ્ફળ વાસનાની અપૂર્વ ઇચ્છાની, અતૃપ્ત તૃષ્ણાની, મ-

રેલી આશાની, સમાધિગત અનુરાગની, અધીર પ્રેમ વિવટ સ્મૃતિની અંધકાર ગુફામાંથી વ્યાકુળ ભાવે હાહા કરી ઉઠેછે, તે મોં, જેને જે દિવસે પહેલાં જોઇને મનમાં આવ્યું હતું કે આ રચનાનો અવશ્ય કોઈ રચયિતા છે, આ શિલ્પનો અવશ્ય કોઈ શિલ્પી છે—આ અંધ નિયમનું કંઈ કામ નથી, તે દિવસથી ફરી જે દિવસે તે મૃત્યુવિવર્ણીકૃત દેહ; તે વાત્યાવિચ્છિન્ન વાસંતી વલ્લરી, તે નિદાઘસંતપ્ત કુસમ, તે પ્રભાત મલિન શશાંક, મારી-તે-ઉખડેલી આશાવેલ, ખોળામાં લઇને મનમાં ધાર્યું હતું કે, આ દેખાવવાળા જગત્માં ન્યાય નથી, કરૂણા નથી, પરસુખ ઇચ્છા નથી, ત્યારથી સર્વે વાત એકીવારે પાણીના રેલાની માફક બની આવી, તેથી કોઈ પણ વાત મનમાં રહેતી નથી. તમને કોણે કહ્યું હતું કે તેને બનાવો? ને બનાવી તો શામાટે તેનો નાશ કર્યો. કેવળ શું તમે તમારૂં શિલ્પકૌશલ્ય દેખાડવા માટે બનાવી હતી?—કેવળ શું આ અધમને બાળવા માટે બનાવી હતી! તે દિવસે-જે દિવસે હું એકલો હતો. અહા! શું કહું તે દહાડો કેવો હતો!—તે દિવસે મારા જીવનની વિજયાદશમી હતી? તે દિવસે જેને નષ્ટ કરી છે, તેને શું ફરીથી બનાવી શકશો? જગદીશ, એકવાર પણ

મારી તરફ જોયું નહિ, એકવાર પૂછયું પણ નહિ; અનુમતિની દરકાર કરી નહિ, દુઃખીના મોં તરફ જોયું નહિ–તમે તમારી ઇચ્છાથી લઈ લીધી; ઘણું સારૂં કર્યું તેને માટે દોષ તમને દેતો નથી–તમારા લાયક કામ કર્યું છે; તમે મહાન્ છો, હું ક્ષુદ્ર છું, તમે મહાન્ શક્તિમાન્ છો, હું દુર્બલ છું, આ પરિદૃશ્યમાન જગત્માં તમારૂં સર્વ છે; મારૂં કંઈ નથી–તેમ મારા જીવન સર્વસ્વને, મારાં સંસાર બંધનને લઈ લો તેમાં વળી આશ્ચર્ય શું? શૂદ્રને જે નહિ દમે ત્યારે તેનું મહત્વ કયાં? દુર્બલના ઉપર જે જુલમ ન ગુજારે ત્યારે તેની શક્તિ કયાં કામે લાગવાની હતી? જે આશ્રય હીન છે, જેનું કોઈ નથી, શાન્તિ મેળવવાનું કાંઈ સ્થલ નથી, ઉભું રહેવાની જગા નથી, જેને પ્રીતિ કરનારૂં બીજું કોઈ નથી; ભવિષ્ય જેનો અંધકારમય છે, વર્તમાન જેનો અગ્નિમય હોવાથી અંધકારના કરતાં પણ ભયાનક છે, પ્રકાશ–અંધકાર કંઈજ નથી–કેવળ ઉજ્વળ અંધકારમાં, કેવળ તામસ પ્રકાશમાં છેટની લાંબી મરૂભૂમિ જેની તરફ ધુ ધુ કરેછે તેને જ્યારે પીડા ન દે, તેને જ્યારે ચરણ નીચે નહિ કચરે, ત્યારે તેનું મહત્વ શેનું–તે મોટા શાનો? આવું કરે તેમાં વળી આશ્ચર્ય શાનું? સિંહ જંગલના દુર્બલ પશુને પકડી મારી

ખાય છે–સિંહ પશુનો ધણી છે. પાપી યવનોએ આપણા બુરા હાલ કર્યા તો યવન દિલ્હીશ્વર હતા. અંગ્રેજ આપણને પોતાના ચરણ નીચે રગદોળે છે. તો અંગ્રેજ આપણો માલીક છે. અને તમે તો વિશ્વ બ્રહ્માંડના રાજા છો, ત્યારે અમને તમે બાળો તેમાં વળી નવાઇ શી! જે નાતે–અતિ નાના, શૂદ્ર, શૂદ્રથી પણ શૂદ્ર છે, તેને જો 'ત્રાહિ ત્રાહિ' બોલાવી ન શકો તો તમે રાજા શેના? દુર્બલને ચરણમાં કચરવો તેનેજ રાજધર્મ કહેછે, જે બદલો લઈ શકતો નથી, તેનાજ ઉપર જુલમ ગુજારવો તેજ રાજધર્મ છે આ સઘલું હું માનુંછું–પરન્તુ શું કહેતો હતો તે ભૂલી ગયો.—

પેલું મુખ! મારા હૃદયનું ધન, હૃદય ખાલી કરીને કોણે લઇ લીધું? સંસારમાં એવો કોણ છે કે જે તેને ફરી આવીને આ શૂન્ય હૃદય પૂર્ણ કરે? શુંન્ય હૃદયમાં અખિલ સંસારભરી રાખેલો જોઉંછું, સમગ્ર માનવ જાતિને સમાવેલી જોઉંછું પણ મને તો કંઇક ખાલી લાગે છે કંઈક બાકી જણાયછે. જગત્નું અનન્ય સૌન્દર્યે આંખની સામે પડેલું છે, પરન્તુ તેમાં કંઈ બાકી જણાય છે. તે ઘરબાર, તે બાલ્યકાલની રમવાની જગા, તે બાલ્યકાલના બંધુઓ હતા તેવાને તેવાજ છે; વળી આ

લીલામલી જાન્હવી અગાઉની રીતે લટકાથી હસતી ચાલેછે–સ્વસૌન્દર્યમાં ગુમાની સ્ત્રીની પેઠે જમીનઉપર પગ પણ મુકતી નથી; આકાશમાં ચંદ્રમા પહેલાંની માફક હસતો હસતો પૃથ્વીને ખુબસુરત કરી નાખે છે, તેની નીચે નાનાં નાનાં પક્ષીઓ તેવાંજ ઉડેછે, માસુક પ્રેમવચન લવીને પોતાની સાથે તેવાંજ આકાશમાં મધુર કંઠમાંથી મધુ વર્ષવેછે–તે સર્વે તેવાંજ છે, પરન્તુ હું હવે હતો તેવો નથી–મને તોપણ જણાય છે કે કંઈક બાકી છે. જો આંખોથી જોઊંછું તો જણાય છે કે જાણે કંઈક બાકી રહેલું છે, જ્યાં જોઉંછું, ત્યાં કંઇક બાકી જણાયછે. અન્તરમાં દૃષ્ટિ ફેકુંછું તો જણાયછે કે કંઇ બાકી છે. કાર્યમાં આગલના જેવો ઉત્સાહ રહ્યો નથી, સંસાર ધર્મમાં તે અનુરાગ નથી, ધર્મમાં તે બંધન નથી, મનમાં તે સ્થિતિસ્થાપકતા નથી, સૌન્દર્યમાં તે રમણીયતા નથી, સુગંધમાં તે મધુરતા નથી, સંગીતમાં આગળના જેવી મુગ્ધ કારિતા નથી, જગત્માં પ્રથમના જેવું વૈચિત્ર્ય નથી, બીજું અંતરમાં કોણ જાણે શું નથી? મારૂં શું નથી?

પેલું મોં ! હમણા નથી–એક દહાડો હતું, હમણા નથી, પેલું પ્રેમથી ભરેલુ મોં, તે રમણીયતા કમનીયતા

મધુરતા પવિત્રતામય મોં, પેલું અમરાવતી–સૌંદર્યમય સ્વર્ગીય મોં, પેલું કોણ જાણે કેવું મોં–જેની સાથે સર્વે ચાલ્યું ગયું તે મોં ક્યાં ગયું? કોણ જાણે કોણે હરી લીધું? આ વિધાતા તો શું વિધાતા નથી? આ નિયમનો શું નિયંતા નહિ હોય? જો હોય તો તે અનન્ત શક્તિમાન્ છે ખરો, પરન્તુ ઘણો ઘાતકી, ઘણો સખ્ત હૃદયનો, ઘણોજ કઠણ હૈયાનો છે. આ જગત્– શરીરમાં આત્મા છે કે નહિ, વિચ્ચારશક્તિ છે કે નહિ તે જાણતો નથી, પરન્તુ મારી ખાતરી છે, મારો પક્કો વિશ્વાસ છે, હું નિશ્ચય કહી શકું છું કે, જગત્ શરીરમાં હૃદય તો નથી જ. આવું શામાટે કહું છું, તે સાંભળશો? જગત્‌ના કારણને ઘાતકી શામાટે કહું છું તે સાંભળશો?

જગત્ સંસારમાં એવી સુન્દર વસ્તુ કોઈ છે, એવી સુન્દર કાંઈ સુન્દર રહી શકેછે, તે તો હું જાણતો નહોતો, વળી કોણે જાણવા વાસ્તે વિધાતાને સમ ઘાલ્યા હતા–કોણ જાણવા બેસી રહ્યું હતું? ત્યારે શામાટે તેની મને જાણ કરી. હું જેને ઓળખતો નહોતો, તેને મને ઓળખાવી, ઓળખાવી તો રાખવા કેમ દીધી નહિ? તમે જ આપી અને વળી તમે જ લઈ લીધી કેમ? લઇ લેવાની ઇચ્છા હતી તો શામાટે આપી? આપી તો

વળી લીધી શામાટે? લઇ લીધી તો વિસરવા દેતા નથી શામાટે? જેને કદી પાછી મેળવી શકાય નહિ, તેને-માટે રોતાં રોતાં આંધળો થાઉં એવી શું તમારી ઇચ્છા છે? તે તો ગઈ છે, તેનો પ્રેમ વળી ગયો છે, ત્યારે મારી પ્રીતિ કેમ જતી નથી! હમેશાંને માટે જેને આં-ખથી બહાર કરી, તેને અન્દરથી કેમ કાઢતા નથી? હું એને ભુલી જઉં એવું મનમાં નક્કી કરૂં છું તોપણ ભુલી શકતો કેમ નથી? શું આવો કોઈ સંસારનો નિયમ છે? સંસારનો નિયમ વળી શું? તમારી ઇચ્છા શિવાય બીજું કંઇ જ નથી, તમે ધારો તો સર્વ કંઈ કરી શકો છો, તોપણ સંસારમાં ફક્ત મારા જેવું જ નહિ, આ જગત્ સંસારમાં વળી આટલાં દુઃખ શામાટે મૂકયાં છે. તમે ફૂલમાં કીડા શામાટે મૂકયા?—ચંદ્રમાં કલંક શામાટે મૂકયું—પુણ્યની કર્કશમૂર્તિ શામાટે બનાવી નરકના મા-ર્ગમાં ફૂલ શામાટે બિછાવ્યાં—સૌંદર્યે ખરાબ શામાટે કીધું?—મનુષ્ય હૃદયમાં નૈરાશા શામાટે મૂકી?—મનુષ્યના લલાટમાં રોગ શોક શામાટે લખ્યા? પ્રેમમાં વિરહ શામાટે મૂકયો? આશામાં અવિશ્વાસ શામાટે રાખ્યો? મનુષ્યને સ્વાર્થી શામાટે કીધો? પારકાનું દુઃખ પા-કયમ સમજે તેવું કેમ નહિ કીધું? દુઃખ પ્રકાશની ભાષા

કેમ નહિ કીધી ? જે હૃદયમાં બોલું બોલું થાય છે તેને મોંમાંથી બહાર કેમ કાઢી શકતો નથી ? સ્નેહમાં શંકા શામાટે મૂકી ? જે જેને ચાહે તે તેને મેળવી શકે તેમ કાં ન કીધું ? જે જેની સાથે પ્રેમ કરેછે તે તેને ગુમાવી કેમ દે છે ! અને ગુમાવી દે તો જે દિવસે ગુમાવે તે દિવસે તે મરતો કાં નથી ? આ જગત્ જડ શામાટે છે ? માટીના શરીરની અન્દર, આ સુખદુઃખવાળુ સ્નેહવાત્સલ્ય પરાયણ આ શાન્તિસૌન્દર્યે પવિત્રતા પ્રિય હૃદય શામાટે કર્યું ? તે હૃદય જે કોઈ વેળાએ મેળવી શકશે નહિ તેને માટે હૃદય શામાટે રૂવે છે ? તેથી જ કહું છું કે જો કોઇ વિધાતા હોય તો તે ઘણો જ ઘાતકી હોવો જોઇએ તે પ્રાણીઓનું ભલુ કરવા ઇચ્છતો નથી, પ્રાણીઓનું ભલું જોવા ચહાતો નથી, તે પારકા માણસનું દુઃખ સમજતો નથી, તે કોઈનું પણ મોં રાખતો નથી, તેના પગ પકડીને રોયાથી તે પીગલતો નથી–તે ઘણોજ નિર્દયછે. તેથી જ કહું છું કે આ જગત્ શરીરમાં હૃદય નથી. તમે ઇચ્છામય છો.–ઇચ્છા કર્યાથી સુખમય સંસાર ઉત્પન્ન કરી શકો છો–તે જ્યારે કરતો નથી તેથી જ. કહું છું કે આ જગત્ શરીરમાં હૃદય નથી, સંસારમાં શું સુખ નથી ? કોણ કહેછે કે સુખ છે

તો કહું છું; પણ આ જગત્ શરીરમાં હૃદય તો
થી જ. સંસાર નિરવચ્છિન્ન દુઃખમય થયો છે, આ સં-
ાર અશ્રુજલથી માત્ર નહિ બનાવતાં હાસ્યથી માત્ર
હે બનાવતાં હસવાં અને રોવાંથી રચાયું છે, તેથી જ
ું છું કે આ જગત્ શરીરમાં હૃદય નથી પરન્તુ કેવું
ાલું મન છે, ફરી ભુલી ગયો શું કહેતો હતો—
પેલું મોં ! સંધ્યાસમીરણ કલ્લોલમાં વાસન્તી વેલના
ચાલનના જેવું પેલું મોં—અપરિસ્ફુટ વાક્ સંસાર—સિક્ષા-
ક્ષાશૂન્ય નિદ્રિત બાલકના પવિત્ર હોઠમાં સુખ—સ્વ-
ાત સ્મિતલીલાના જેવું પેલું મોં—તે કોણ જાણે—શું—
ન મોં તે કહું કહું કરૂછું પણ કહી શકતો નથી, પ-
ાં મેળવું છું અને પળમાં ગુમાવી દઉં છું. મોં તે
રે વારે જાગી ઉઠે છે. મોં—તે હૃદયમાં આવેછે પણ
ામાં આવતું નથી—મોં તે પકડું પકડું પણ પકડી
ાતો નથી—મોં હરિ ! હરિ ! કિયાં વિધાતાએ તે જ-
ાન્તરીય—સુખસ્વપ્નમય મોં બનાવ્યું હતું? શું લઇને
ાવ્યું હતું ! કેમ બનાવ્યું હતું? મનની વાત કેમ ક-
ા પામતો નથી ? છાતીમાં શું ફરકે છે તે મોંડે કરી
તો કેમ નથી ? મનની વાત સંભળાવવા માટે મ-
માણસ પામતો કેમ નથી ? કોને કહું ? કોણ

આ દુઃખની કહાણી બે ઘડિ સ્થિર ચિત્તે સાંભળે? મનુષ્ય શું મારૂં દુઃખ સમજી શકશો? તેથી જ પહેલાં કહ્યું હતું કે મનમાં ઘણો ખેદ રહી ગયો છે.

## ગંગાકિનારે.

કલ કલ કલ કલ આ શું કહો છો મા! આ શબ્દો સાંભળ્યાથી મારા હૃદયમાં શું શું થાયછે, તેથીજ પૂછું છું કે આ શું કહો છો મા? એનો શો કંઈ અર્થ છે? ત્યારે મારી છાતી કેમ થર થર કંપે છે?—હૃદયના છુપા ભાગમાં કોણ જાણે શું શું શું ઉછલે છે? ઉછલી ઉછલીને ડોળા ખાયછે શા-માટે? આ ગાયનનો લય મારા અન્તરમાં શામાટે થાયછે? ઘણા દિવસનું વિસરાયલું સુખસ્વપ્ન એકદમ શામાટે જાગી ઉઠે છે મા! દેહમાંનો પ્રાણ, પિંજરામાં પુરેલા પક્ષીની પેઠે શા સારૂ છટફટ કરેછે? શામાટે હૃદય સર્વસ્વ દીનહીન આવું થાયછે તે કહો મા?

તેનો ઉત્તર આપો નહિ—કેવળી કલ કલ, કલ કલ! પરન્તુ સમજ્યો—તમારા કહેવાનો આજ શું મતલબ છે મા? તેજ છે ખરી—હૃદયમાં કલ કલ શબ્દનો અનુભવ

કરૂંછું. તે કાનવડે સાંભળું છું, તેથી રાત્ર દિવસ નિ-રાશ થઈને દુઃખીને પેઠે ચારે બાજુએ સંધ્યાની હવાની પેઠે હાય હાય કરતો ફરૂંછું, તેથી બે મીનીટ બેસીને સાંભળીને કાનને તાઢા કરૂં જે શબ્દ શરીર ઉપર રૂવાટાં ઉભાં કરેછે, જે છાતીમાં આવીને વ્યાકુલ કરેછે, જે લો-હીમાં ફરેછે;–શબ્દ શરીર ઉપર રૂવાટાં ઉભાં કરે? શબ્દ આંખથી જોવામાં આવતો નથી.–આ વળી શો કોરડો છે? હા! હા! હસવું પણ આવેછે અને દુઃખ પણ ઉ-પજે છે–વળી આ કલ કલ ધ્વનિ–તે ખરો મા; આ સ્પષ્ટ કહેવું હું સમજતો નથી, તેથી તમારા આ કલકલનો અર્થ–આ કલકલનો મહિમા કોણ સમજે? પરન્તુ જે સમજ્યો છે–તે ગાંડો થયો છે.

પરન્તુ મા, આ શો રાગ ગાવો છો? તમે જે ગ-ળાથી ગાવો છો, તેમાં તમે થાકતાં નથી, આસાયસ પણ કરતાં નથી. તમે રાત્રદિવસ જે ગાવો છો તે કોઈ સાંભળતા નથી તેમ છતાં પણ તમે તમારા મનથી ગાયાં કરોછો એ શેનો રાગ છે મા? આ દિવ્ય સંગીતનું નામ શું છે? સ્વર્ગનું ગાયન શું આવું હોયછે?—શું આવીજ રીતે કાનમાં અમૃત રેડે છે? શું આવી રીતે હૃદયમાં પેસે છે? શું આવું મધુર છાતીમાં નાંખે છે? ત્યારે મા, એ-

કવાર સ્વર્ગ જોવા ઈચ્છું છું, શું મા, મને દેખાડીશ! તું પતિતપાવની–અધમ સન્તાતને સ્વર્ગમાં શું મને લઈ જઈશ? કહો મા હું લઈ જઈશ!

વળી આ કલકલ તેનો તેજ સંભળાયછે, આ તો સ્વર્ગ છે, તેજ છે; પરન્તુ તેં મને કેમ તે ભોગવવા દીધું નહિ? નહિ તેમજ છે, કબૂલ કરૂંછું કે એનાથી વધારે વળી સ્વર્ગ શું હોય? માથા ઉપર ચંદ્રમા છે, અને સામે તું છે, રજની સુન્દરીના મોંમાં હસતું છે, તારા પાણીમાં તારાઓ નાચે છે, તારા કિનારા ઉપરની વેલો ડોળા ખાયછે અને વાયુથી રમે છે. ઝાડનાં પાતરાંની જોડે વાયુ રમે છે, પરરતા વેલની જોડે વાયુની રમત છે. વેલો તારા અવાજથી ફુલોની જોડે વાયુની આ રમત રમેછે. આનાથી વધારે વળી સ્વર્ગ બીજું શું હોય?

કલ કલ કલ કલ કરતી મા! હું શામાટે આવ્યો છું? શામાટે આ અંધારી રાત્રે તમારા કિનારા ઉપર બેસીને રોવા આવ્યો છું? મા! હું શામાટે આવ્યો છું તે તું સાંભળશે કે? તારા શિવાય બીજો કોઈ પણ દુઃખની વાત સાંભળવા ચહાતો નથી. માણસ પોતપોતાના દુઃખનો ભાર સહન કરવામાં અશક્ત છે, તેથીજ મા, પારકાનું દુઃખ સાંભળવા ઇચ્છતાં નથી. મનુષ્યની પાસે

મનનું દુઃખ જણાવ્યાથી કેવળ દુર્બળતા પ્રકાશ પામેછે, કેવળ ઉપહાસાસ્પદ થવાય છે. તેથીજ મા, તારા કિનારાપરના વાયુની સાથે મારો લાંબો શ્વાસ ભેળવવા આવ્યો છું. પારકાની વેદના પારકા માણસો સમજતા નથી, તેથી મા, તારા પાણીની જોડે મારી આંખોનાં પાણી ભેળવવા આવ્યો છું.

બીજું મા, અહિં મારી એક વસ્તુ ખોવાયલી છે, આ રેતી, જ્યોત્સ્નાના બિછાનાપર સૂતી હતી, અહિં મા? એક સર્વાર્થસાર રત્ન ખોવાયું છે, છાતીની અંદર, છાતી ચીરીને તે રત્નને રાખ્યું હતું; અકસ્માત્ એક દિવસે અહિંથી કયાં પડી ગયું તે શોધવા આવ્યો છું, પરંતુ જડતું નથી, જડતું નથી તે છતાં શોધવા આવ્યો છું. મારૂં અજ્ઞાન મન, મારો ઘેલો પ્રાણ માનતો નથી ઘણીક રીતે સમજાવવાનો યત્ન કર્યો તોપણ કોઈ પણ પ્રકારે તે સમજતો નથી તેને કેવી રીતે સમજાવું? ઘણુંક દર્શન વિજ્ઞાન ઉઘાડીને, ઘણીક રીતના કાવ્ય અલંકારનાં પુસ્તકો ઉઘાડીને મનને રોકી રાખવા માડયું હતુ, પણ અજ્ઞાન મન મોં ફુલાવીને બેઠું, તે વેળાએ પ્રેમ પત્રિકા ઉઘાડીને વાંચવા બેસે છે, તેથી આંસુથી આંખ ભરાઈ જાયછે તેને લીધે અક્ષરો જોઈ શકતો નથી. આંખ

ખુલીને ફરી વાંચવા જાઊં છું, તો ફરી આંખોમાં આં-
સુડાં ભરાઈ આવેછે–વાંચ્યાથી સુખ ઉપજતું નથી, જેણે
કાગળો લખ્યાં હતાં, તે સારી રીતે વાંચતાં લખતાં
જાણતી નહોતી–કોઈ ઠેકાણે પણ નાની ચતુરાઈ જણાતી
નથી–ભાવ સ્પષ્ટ જણાતો નથી, શબ્દની ગોઠવણીમાં
કૌશલ જેવામાં આવતું નથી–પરંતુ જે છે તે વળી કં-
ઈજ નથી. જેના યોગે માણસો મુગ્ધ થાય તેમાંનું કં-
ઇજ નથી; જેનાથી માણસો કંટાળો ખાય તે કાગળોમાં
ઘણું છે–તોપણ આખા સંસ્કૃત સાહિત્યનું કવિત્વ, તેની
એક લીટીના બરોબર નથી, તે પત્રની દરેક લીટીમાંના
દરેક શબ્દમાં, પ્રત્યેક શબ્દના પ્રત્યેક માત્રમાં, પ્રત્યેક
વર્ણચ્યુતિમાં, પ્રત્યેક વ્યાકરણ શુદ્ધિમાં, પ્રત્યેક શાહીના
ટીપામાં જે કવિત્વ છે, તે ઉત્તરરામચરિત્રમાં નથી,
તે હેમલેટમાં નથી, ઓથેલામાં તે નથી, ઇલિયડ્માં તે
નથી, કુમારસંભવમાં તે નથી, સારાના ગાયનમાં નથી,
ભેરવી રાગમાં નથી; વસન્ત રાગમાં નથી–તે અતુલ છે.
પત્રો વાંચતાં વાંચતાં આ રેતીનો પટ યાદ આવેછે તેથી
મન ઉદાસ થઈ જાયછે. એક પ્રકારની વાંસલીનો અ-
વાજ સંભળાયછે. તેને લીધે ઘરમાં રહેવાની ઇચ્છા થતી
નથી, તેથી દોડતો અંહિ આવુંછું. આવીને પાણી શોધું

છું, સ્થલ શોધું છું. બધે શોધી વળું છું પણ ક્યાં પણ તેનો પત્તો મળતો નથી. અન્તે ગાલ ઉપર હાથ મૂકીને રોવા બેસું છું.

રોવું એ શું દુર્બળતાનું કામ છે? ત્યારે મા, તમે શા-માટે કલ કલ કરીને રૂવો છો! તમે દેવબાળા છો, તમને વળી સુખદુઃખ શેનું હોય! ત્યારે મા! તમે શું માણસના અનન્ત દુઃખથી દુખિત થઇને રૂવો છો? તેમજ હોવું જોઇએ. જે પારકાને માટે રોઈ જાણે છે, જે પારકાની વ્યથા પોતાના હૃદયમાં અનુભવ કરેછે, જે પરાયાની વિપદ પોતે જાણે છે, તે દેવતા છે, માણસ જે દહાડે પારકાનેમાટે રોવા શીખે છે, તે દહાડે તેનું દેવત્વ ઉત્પન્ન થાયછે. બીજું મા, જેની આગલથી આત્મવિસર્જનનું શિક્ષણ મેળવાય તે દેવતા છે; પરહિત વ્રતનો જે ઉપદેશ આપેછે, તે દેવતા છે. ઇશુખ્રિસ્તે જ્યારે કહ્યું હતું કે "બીજાની આગળથી તમે જે વ્યવહાર જોવાની ઇચ્છા રાખો છો, તે બીજાના પ્રત્યે તમે વ્યવહાર કરજો"–ત્યારે મારી ખાતરી થઈ કે, ઇશુખ્રિસ્ત મહાજ્ઞાની છે. વળી ઇશુખ્રિસ્તે કહ્યું કે "તમારા શત્રુને પણ પ્રીતિ કરજો"–ત્યારે જાણ્યું કે ઇશુખ્રિસ્ત દેવતા છે. આવાં મહા વાક્યો જેના મોંડામાં છે તે ઈ-

શ્વરપુત્ર છે ખરો, તે દેવતા છે ખરો, તે મનુષ્યનો તારણ કર્ત્તા છે ખરો ઇશુખ્રિસ્તના પહેલાં શાકયસિંહે આવું કહ્યું હતું, તેથીજ શાકયસિંહ બુદ્ધદેવ છે, કોમટે આવું કહ્યું હતું, કોમટને જો કોઈ દેવતા કહે તો હું તેમાં આપત્તિ કરીશ નહિ. મા! તું રાત્રદિવસ પારકાનેમાટે રોઈ રોઇને આ સનાતન ધર્મનો ઉપદેશ આપેછે, તેથી મા, તું અધમ તારિણી છે, તું મૃત્યુંજય શિરોવિહારિણી છે, જે દેવાધિદેવ છે જેના અંગની ભસ્મ માથાઉપર લઇને દેવતાઓ પણ કૃતાર્થ થાયછે, તેના માથાપર તારા શિવાય બીજો કોઈ શોભા આપી શકતો નથી, કેમકે તું રાત્રદિવસ પારકાનેમાટે રૂવે છે. પારકાનેમાટે રોતાં જાણે છે, તેથી તારા પાણીને સ્પર્શ કર્યાથી પાપનો નાશ થાયછે, તારા પાણીમાં નાહાવાથી સ્વર્ગમાં જવાયછે, તારા કિનારા ઉપર મર્યાથી મુક્તિ પમાયછે, તેમાં કિયો મૂર્ખ સંદેહ કરી શકે? જે કરેછે તે તમારી પવિત્રતા સમજતો નથી, તેને મૂર્ખતા શિવાય બીજું શું કહેવાય? તેનામાં બુદ્ધિ નથી, જ્ઞાન નથી, હૃદય નથી, સહાનુભૂતિ નથી, પવિત્રતા નથી, ધર્મનું જ્ઞાન નથી, જેમ ખાંડને લઈ જનાર બળદ જેમ ખાંડનો સ્વાદ જાણતો નથી તેમ તે છે. પ્રાચીન આર્ય ઋ-

બિયોનું હૃદય હતું, સર્વ તત્વની શોધ કરવાની બુદ્ધિ હતી, સર્વ તત્વભેદ કરવાની પ્રતિભા હતી, તેઓ તમારા કલકલનો અર્થ સમજતા હતા, તેથીજ પવિત્ર હિંદુશાસ્ત્રમાં તારો આટલો બધો મહિમા વર્ણવ્યો છે. તને જોયાથી મને હાથમાં સ્વર્ગ મળ્યું હોય એમ જાણું છું, અને તારા કિનારા ઉપર મર્યાથી સ્વર્ગ મળશે, પરંતુ કેવું ભોલું મન છે શું કહેતાં કહેતાં જે કહેવાનું હતું તે તો વિસરી ગયો.—

એક વાર સ્વર્ગ જોવા ઈચ્છું છું મા! સ્વર્ગ જોવામ સુખ મળે છે એટલામાટે હું જોવા ચહાતો નથી, કેમકે હૃદયના પડોમાં નરકાનલ બળે છે, મનમાં જેને સુખ નથી, તેને સ્વર્ગમાં પણ સુખ નથી–સ્વર્ગના સુખનેમાટે જોવા ઇચ્છતો નથી પણ કેવળ ગુમાવેલા ધનની શોધને માટે સંસાર શોધી વળ્યો છું કયાં પણ તેનો પત્તો મળતો નથી, તેથી એક વાર સ્વર્ગ શોધવા ચાહું છું–એક વાર જઇને જોવા ઇચ્છું કે તેવું ફુલનન્દન કાનનમાં ખીલે છે કે નહિ? તે તારા પાણીમાંના ચંદ્રના કિરણના નૃત્યના જેવું સુકુમાર છે, નિદાઘ સાયાન્હ ગગનવત્ કોમળ પ્રણયિનીના પ્રહેલાં સપ્રેમ આલિંગનની પેઠે સુખદાયક છે, પરદુઃખથી દુઃખિત મનુષ્યના હૃદયની પેઠે

પવિત્ર જે પુષ્પ છે, તે આ અધમના ગૃહકુંજમાં ખીલ્યું હતું, તે દેવોદ્યાનમાં ખીલે છે કે નહિ તે હું જોવા ઇચ્છું છું. જે સાગર સિંચિત અમૂલ્ય રત્ન આ ગરીબની ઝુંપડીમાં હતું, તેવું રત્ન દેવરાજના ભવનમાં છે કે નહિ તે જોવા ચાહું છું. જે ગાયન અતૃપ્ત હૃદયથી રાત્ર દિવસ સાંભળતો હતો, તે ગાયન હમણા પણ ઉઘમાં ઝાંખી જ્યોત્સ્નાની પેઠે જોઉં છું, તે ગાયન આ સ્વાપ્નથી ચોપડેલા મૃદુ પવનમાં અનુભવ કરૂં છું, તેવું ગાયન અમરાવતીમાં છે કે નહિ તે સાંભળવા ધારૂં છું. હાય તે દિવસ કયાં ગયો! જ્યારે મુખ ફેરવીને જોઉં છું ત્યારે જણાય છે કે તે ગાયન આંખની ઉપર ઝળકે છે* હમણાં તે દહાડો નથી, તે વીણો હમેશાને માટે નિસ્તબ્ધ છે–પણ તે સંગીત ધ્વનિ આજ પણ કાનમાં વાગેછે–સંગીતનો લય આજ પણ હૃદયમાં લાગી રહેલો છે. સંગીત વળી કેમ જોઊં? મારૂં દુઃખ તું સમજશે નહિ, મારી આ ત્દહૃદયદ્દારની ઘેલાઈ તને સારી લાગશે નહિ, મારી આ વાત કેટલા માણસો સમજશે? જેણે પોતાનું

---

* The mind, the music breathing from her face—The Bride of Abydas.

હૈયું કાપી નાંખ્યું છે, જે પોતાના પ્રાણના પ્રાણને નદીમાં ફેંકી દઈને છાતીપર પથ્થર બાંધીને જીવતો છે, તેના શિવાય બીજો મારી આ વાત સમજશે નહિ. જેની પ્રીતિ કેવળ યાદદાસ્તનું અવલંબન કરીને જે જીવતો રહી શકેછે, તેના શિવાય મારી વાત સમજશે નહિ. જેની પ્રીતિ બચ્ચા વગરના પક્ષીની પેઠે છે, સ્મશાનભૂમિની ચારે બાજુએ ફરતી ફરેછે તેના શિવાય મારી વાત કેટલા જણા સમજશે. જેનો પ્રીતિનો દીવો નિરાશની છુપી ગુફામાં પણ હોલવાતો નથી તેના શિવાય મારી આ વાત બીજા કેટલા જણાઓ સમજશે? જેનો પ્રેમ નાસ્તિકના મનમાં પણ પરલોકના અસ્તિત્વ ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરાવી શકેછે, તર્ક યુક્તિને તુચ્છકારીને, શરીરથી મનને જૂદું કરી દેછે, તેના શિવાય મારી આ વાત કેટલા માણસો સમજશે? જે કવિ નહિ હોવા છતાં, સંસારના શોક તાપથી વિરહની યાતનાથી, નિરાશાના દુઃખથી, ગતાનુસ્મરણના ઝેરી જ્વાળાથી કવિ થઈ પડેલો છે તેના શિવાય મારો આ અસંબદ્ધ પ્રલાપનો અર્થ કેટલા માણસો જાણી શકશે? પરન્તુ—

* * * કેવું આશ્ચર્ય...કેવી શોભા વિસ્તારે છે મા—કેવું આશ્ચર્ય ! એક નાની લહેર અભિમાન કરતી ચાલી જાયછે, બીજો એક તેવો જ નાનો તરંગ તેને ધરવા માટે તેની પ-

છવાડે પછવાડે દોડેછે, તેની પછવાડે બીજા અસંખ્ય નાના તરંગો, નિઝુર્મી માણસોની પેઠે અભિમાનનું પરિણામ જોવા માટે ટોળાં બંધ દોડે છે–દરેકના માથા ઉપર હીરાઓ ઝળકે છે ચંદ્રદેવ, સુન્દરપણાના અભિમાનીની પેઠે પોતાના સૌંદર્યમાં પોતે મગ્ન થઇને એકસો વાર તારા સ્વચ્છ પાણીમાં મોં જુએ છે, અને હસે છે–આનન્દથી વિભોર થાયછે, એ જ તો સર્વ નાશનું મૂલ છે, એજ તો સર્વ અનર્થનું મૂલ છે, મા! એજ તો મને રડાવે છે. એનું હસવું, એનો આનન્દ જોઇને તો મરવાની ઇચ્છા ઉત્પન્ન થાયછે, એને જોવાથી મારી છાતીમાં શું નું શું થાયછે. આ ચંદ્ર, સ્નેહ પરિપૂર્ણ નિષ્ઠુરતાની સાથે, નિષ્ઠુરતામય પ્રેમની જોડે હૃદય ભરી દેછે, અમૃતમય ઝેર–ઝેરમય અમૃત નાખેછે. ઘણા દિવસની હોલવાયલી આગ પાછી ધુંધવાઈ ઉઠે છે, તેમાં બળેલું હૃદય વધારે દગ્ધ થઇ જાયછે. તે છતાં જરા સુખ વળે છે. જ્યારે દુઃખના પ્રબળ ઘસારાથી પ્રાણી ત્રાહિ ત્રાહિ કરેછે, ત્યારે જરા રોવાથી–કોઇ જો કે જોઇ શકતા નથી–કોઈ સાંભલતા નથી નિર્જનમાં વગર ભયે, ઇચ્છા પ્રમાણે રોઈ શકયાથી જેવી રીતનું સુખ થાયછે તેવું સુખ બીજે સ્થલે ઘણુંજ ઓછું મળે છે.

ઉંડા દુઃખની જોડે જરા સુખ છે; સ્મશાનમાં ફૂલની માળાના જેવું છે, હમેશના દેશનિકાલના કાનમાં જેવું બાલ્યસંગીત સંભલાયછે તેના જેવું છે, સુખની આખેરીએ સુખની યાદદાસ્ત છે, ચિર વિરહની પ્રિયતમાની પ્રેમ પત્રિકાઓ છે-કોણ જાણે કેવા પ્રકારનું જરા સુખ થાયછે. તેથીજ ચંદ્રદેવ! તમને હું ચાહુંછું, આટલો જુલમ કરોછો, આટલા રડાવો છો, આટલી ખરાબી કરો છો, તોપણ આ થોડા સુખને ખાતર તમને ચાહુંછું, તમારો આ કલંક જો ભુસાડી શકો, તો હું તમને વધારે ચાહીશ, તો તમને જોયાથી જે મનમાં આવેછે, મન સમજવાનું એક પ્રકારનું ઉપમાસ્થલ મેળવીશ; તો દરરોજ એકાન્તમાં બેસીને સર્વદા તમને જોઇશ; જેને કદી જોઈ શકીશ નહિ, તેને અન્તરમાં જોવા માટે સર્વદા તમને જોઈશ.

મા! ત્યારે હું આટલો રોઊંછું શામાટે? એવું મેં શું મોટું પાતક કર્યું છે, એવો શો મોટો અપરાધ કર્યો છે, કોનું સત્યનાશ વાલ્યું છે કે સર્વદા રડી મરૂં છું? મારો અપરાધ શો! વિધાતાએ એકને સુન્દર કરી હતી અને મને સૌન્દર્યનો ભિખારી કર્યો હતો, તેથી જ મા! મને શું રાત્રદિવસ રોવું પડશે? જે મારી પ્રીતિને પાત્र

હતી, જે મારી આંખમાં ઘણીજ સુન્દર હતી, જે કંઇ હું ચાહતો હતો તે વિધાતાયે એકીવારે બતાવ્યું હતું અને વિધાતાએ મને આંધળો કર્યો નહોતો, તેથી જ મા ! હું શ્રવણના મેઘની પેઠે રોઉંછું. વિધાતાએ જેને સૌન્દર્યાનુરાગી કર્યો છે, તે સૌન્દર્યાનુરાગી થયો છે, જેને પવિત્રતાપ્રિય કર્યો છે, તે પવિત્રતાપ્રિય થયોછે, શું હું રોતો રોતો મરી જઈશ? જે સારો છે તેને ચાહું છું, જે મને આ પૃથ્વીમાં સ્વર્ગ સુખ અનુભવ કરાવે છે તેને ચાહુંછું, હું શું રોઇને મરી જઇશ? શામાટે મરૂં મા? મારો આપરાધ શો? જેણે તે ચંદ્રમુખ કર્યું છે તેનો દોષ છે કે મારો? જેણે આ હૃદય બનાવ્યું છે, તેનો દોષ કે મારો? પારકાના અપરાધથી બીજાને સજા કેમ કરે છે મા? જે સુન્દર છે તેને ચાહું છું એ શું પાપ છે? તે તો નથી. વિધાતા! તમને કોઈ મૂર્ખ જીવનો મંગલ કરનારો શાવાસ્તે કહેછે? ઝેરી સાપને આટલો બધો સુન્દર શામાટે કર્યો છે? સર્વ નાશની આકૃતિ આટલી બધી મધુર શાવાસ્તે કરી છે?

મા! જ્ઞાનહીન અધમ સન્તાનને સમજાવ કે સંસારમાં આટલો ન્યાય, આટલી નિષ્ઠુરતા કેમ છે? એનો એકજ ઉત્તર છે; આ રચનાનો જે રચવાવાળો છે, તે કદાચ

ઇચ્છાપૂર્વક જીવને દુઃખ આપે છે, નહિ તો જે તે ઇચ્છા કરેછે તે કરી શકતો નથી-તે કદાચ ઘાતકી હોય અથવા નહિ હોય તોપણ તે અપૂર્ણ તો હોવો જોઇએ. તેને જો ઘાતકી કહેવાજ ધારો તો કહેશો ના; પરન્તુ એ તો જરૂર સ્વીકારવું પડશે કે એનાઉપર એવો કોઈ બીજો છે કે જેના યોગથી તેની ઇચ્છા પૂર્ણ થઈ શકતી નથી. તે બહુ શક્તિમાન્ છે તેમાં વળી સન્દેહ શો? પરન્તુ તે સર્વ શક્તિમાન નથી.

ગમે તેમ હો પણ એવું હું સમજું છું કે સંસાર દુઃખમય છે આ સંસારની જોડે સંબંધનું ફલ-દુઃખ છે. આ દુનિયાની જોડે જેનો સંબંધ થાયછે, તે દુઃખકારક થઇ જાયછે. સૂર્યનો પ્રકાશ પૃથ્વીપર પડતાંજ છાયાવાળો થાયછે, નિશારૂપ સ્ત્રીનું કબરી ભૂષણ પેલાં નક્ષત્રો છે તે કેવાં સ્નિગ્ધોજ્જ્વલ સૌન્દર્યવાન્ છે! પરન્તુ તે ખર્ચાથી જગતના માણસોની ખરાબી થવાની સંભાવના જણાયછે. તને આ જગતની માટીની જોડે સંબંધ થયો છે તેથી જ તને કલકલ કરીને રોવું પડેછે. સંસારની સાથે મારો સંબંધ છે તેથી જ હું રોઉં છું. રોવું જ એ સંસારનો નિયમ છે. હસવું એ તેના વિરૂદ્ધ માત્ર છે, જે શૂન્યચિત્તવાળો છે તે જ હસે છે; જે

કંઈ સમજતો નથી, તે જ હસે છે; જે અજ્ઞાન છે, તે જ હસે છે કેમકે અજ્ઞાનપણું શાન્તિ આપેછે. અને જે વિચારવાન હોયછે તે દુઃખી થાયછે; જે સંસારને ઓળખે છે તેજ રૂવે છે; માણસો જન્મ લેતાં જ રૂવે છે—અને તે દહાડાથી જે ઝરો નીકલ્યો છે તે હવે આખા જન્મ સુધી સૂકાશે નહિ. ઘણી વેળાએ ધાર્યુંછું કે આ મનુષ્ય જન્મ શાને માટે છે? કોઇ તેનો જવાબ આપી શકતા નથી કે જીવન શામાટે છે. મારી તો ખાતરી થાયછે કે મનુષ્ય જન્મ રોવાને માટે જ છે.

ત્યારે મા! રોવું એ શું માણસની દુર્બલતા છે? હું આટલો બધો રોઉં છું—શું હું દુર્બલ છું? દુર્યોધન યુધિષ્ઠિરનો શત્રુ હતો પણ જ્યારે ભીમે તેના માથા ઉપર લાતો મારી ત્યારે યુધિષ્ઠિર રોયો હતો કારણકે યુધિષ્ઠિર ધર્મપુત્ર હતો. ઈશુખ્રિસ્ત માણસોનાં દુઃખથી દુઃખિત થઇ તે રોયો હતો, કારણ કે ઈશુખ્રિસ્ત ઈશ્વરનો પુત્ર હતો. રામચંદ્ર રાવણને માટે રોયો હતો કારણ કે રામચંદ્ર વિષ્ણુનો અવતાર હતો. શાકયસિંહ માણસોનાં દુઃખ જોઇને રોયો હતો તેથી તે મનુષ્યનાં દુઃખ દૂર કરવામાટે સર્વત્યાગી થયો હતો, રાજપાટ છોડી, પિતામાતાનો ત્યાગ કરી, પ્રેમાળ સ્ત્રી અને છોકરાને પડતો

મૂકીને સંન્યાસી થયો હતો કારણ કે શાકયસિંહ બુદ્ધ-દેવ હતો. પૃથ્વીમાંના લગભગ ત્રીજા ભાગના માણસો તેના ઉપાસક છે. તેથી જ કહું છું કે, રોવું એ કંઈ દુર્બલપણાનું કામ નથી, જે કદી રોતો નથી તે નીચ છે. ત્યારે હું રોઉં છું તેથી હું દુર્બલ શાનો થાઉં ? તેઓના રોવામાં અને મારા રોવામાં કંઈક ફેર છે. તેઓ પારકાને માટે રોતા હતા, તેથી તેઓનાં નામ અમર થયાં છે, હું પોતાને માટે રોઉં છું તેથી હું ક્ષુદ્ર, દુર્બલ અને સામાન્ય છું. મારા રોવામાં સ્વાર્થપણું છે, તેથી હું રોવું જાણ્યા છતાં પણ દુર્બલ છું. મારા પોતાના સુખનો અન્ત આવ્યો છે તેથી હું રહું છું, તેને લીધે હું દુર્બલ છું. તે ગઈ છે—આ સંસાર, આ શોક તાપ પૂર્ણ સંસાર, આ હાહાકાર કરતો સંસાર છોડીને ગઈ છે તેથી તે શાન્ત થઈ છે, હમેશને માટે શાન્તિના ઝરામાં સ્વપ્ન વગરની ઉંઘમાં નિમગ્ન થઇ છે તેથી તે શાન્ત થઈ છે,–જ્યાં તે ગઇછે, ત્યાં જુલમ નથી, વિપદ નથી, દુઃખ નથી, વિચ્છેદ નથી; ત્યાં સર્વ ઉત્તમ છે, સર્વ સુન્દર છે, સર્વ પવિત્ર છે–ત્યારે હું રોઉં છું શામાટે ? જો મારો સ્નેહ વિશુદ્ધ હોત જો હું પોતાનેજ વિસરીને ચાહી શકત તો તેના મરણથી હું સુખી નહિ થાત તેમ દુઃ-

ખિત પણ નહિ થાત, તેમ થયો નહિ, તેનું ઉદાહરણ રાત્રદિવસ આંખની સામે જોઇને પણ પોતાને ભૂલી શકતો નથી, તેથી જ હું સામાન્ય છું, જે માણસ પારકાને માટે પોતાને ભૂલી શકતો નથી, તે દુર્બલ છે, તે સામાન્ય છે, તે શૂદ્ર છે જે તેમ કરી શકેછે તેજ મહાન છે, તે જ ધન્ય છે, તે જ પ્રાતઃસ્મરણીયછે હું આ દુર્બંધતાને દુર કરવા ઇચ્છતો નથી, કરી શકતો પણ નથી, મા! હું વિચાર કરૂં છું કે હવે હું મારે માટે રોઈશ નહિ પણ મન માનતું નથી, માત્ર વિચાર કરૂં છું કે મનુષ્ય જાતિને હ્દયમાં સ્થાન આપીશ, મનુષ્ય જાતિને માટે, પશુપક્ષી કીટ પતંગને માટે હું પોતાને વિસરી જઈશ પણ તેટલું વિશાલ હ્દય મારૂં નથી.

કલ કલ કલ કલ કરીને તું ગીતડાં ગાયછે, વાયુ પણ શું નું શું કહે તો કહેતો તારા કિનારા ઉપર ફરતો ફરે છે? કિનારા ઉપરનાં ઝાડો પોતાનાં શાખારૂપ હાથ લંબાવીને, મસ્તકને હલાવીને શું કરે છે? તેનો આસરો લીધેલી વેલો વખતો વખત હાલે છે મા! આ સર્વની શી ભાષા છે મારી સર્વ ભેદિની પ્રતિભા નથી તેથી જ હું તે સમજતો નથી. પરન્તુ હું આજે સમજવા પામ્યો છું કે તારા પાણીના પ્રતાપથી વાયુના

સ્પર્શથી દિવ્ય કાનો મેળવ્યા છે, તારા કિનારા ઉપરની રેતી પર બેસીને મેં દિવ્યજ્ઞાન મેળવ્યું છે, તેથી જ હું આજે સ્થાવર જંગમની ભાષા સમજ્યો છું. વેલ કહે છે કે, જો અનન્ત આકાશમાં આ સુન્દર ચંદ્રમા, પુણ્યસલિલા આ ગંગા, દક્ષિણની હવાથી હું સુખી છું તેથી જ હાલું છું કેમકે જે સુખી હોયછે તે ચંચલ અને અસ્થિર બને છે, વાયુ કહેછે કે હું તમારે માટે રાજાના બગીચામાં અથવા દુર્ગમ અરણ્યમાં ફુલ ફુટે છે તેજ સુગંધ લાવું છું તેમાં મને કંઇ લાભ નથી તે છતાં પારકાને માટે માથાઉપર બોઝો રાખીને ફરૂં છું, જે લેવા આવતો નથી તેના ઘરમાં જઇને આપી આવું છું એટલામાટે નિઃસ્વાર્થ પરહિતવ્રત જ પરમ ધર્મ છે. ઝાડો કહેછે કે, જે મારૂં છેદન કરવા આવે છે તેને પણ છાયા આપવામાં હું પાછો ફરતો નથી. એટલામાટે શત્રુના ઉપર સ્નેહ કરવો એજ ખરેખરૂં મહત્વ છે જે મિત્ર છે તેને કોણ ચહાતું નથી! અને મા, તું કહે છે કે હું દેવી છું, મારૂં પોતાનું સુખદુઃખ કંઈ જ નથી કેવલ તમારે માટે રોઉં છું કેમકે હું તમને ચાહું છું અને જે ચાહે છે તેજ રૂવે છે. પરન્તુ મારા રોવાનો છેડો છે. હું સ્નેહનો ત્યાગ કરતી કરતી અન્તે અનન્ત

સાગરમાં ભળી જાઉંછું. તે વેળાએ પણ જે હું છું તે હું જ પોતે રહું છું, તમારે માટે જે મારો અપાર પ્રેમ છે તે કાયમ રહેછે, કેવલ સ્નેહનું રોવું રહેતું નથી—કેવલ કલકલ રહેતો નથી એટલામાટે સ્નેહને અનન્ત વિસ્તારનો એ પરમ પુરૂષાર્થ છે, બધી માનવજાતિના ઉપર પ્રેમ રાખવો એ જ ખરો સ્નેહ છે એ જ ખરેં ખરૂં સુખ છે, કેમકે આ પ્રેમમાં વિરહ થતો નથી, એક માણસ ચાલ્યો ગયો છે તેનું ખાલી સિંહાસન જો બીજા કોઇને આપવામાં આવે તો તે પણ ચાલ્યો જશે પણ મનુષ્ય જાતિ તો કદી મટશે નહિ. જો મટી જાય તો મને તે જોવી પડશે નહિ તેથી જ હું કહું છું કે આ પ્રેમમાં વિખુટા નથી. તે બધું ખરૂં છે, હું એક જણીને ચહાતો હતો તેથીજ હું દુઃખી બન્યો છું. જો બધી માનવ જાતિને અથવા હિંદુસ્તાનને, નહિ તો આ ગુજરાતને ન્હદયમાં જગા આપત, તો આટલું બધું રોવું પડત નહિ. સ્નેહનું સુખ રહેત, તે છતાં સ્નેહનું દુઃખ રહેત નહિ, મેં જાણ્યું કે તું પતિતપાવની છે ખરી, તું અધમે તારિણી છે ખરી તને સ્પર્શ કર્યાથી પવિત્રતા ઉત્પન્ન થાયછે ત્હારા કિનારે રહેવાથી મુક્તિ થાયછે. જે માણસ ધર્મ શિક્ષણ લેવા ચહાતો હોય તો તારી પાસે

આવે, જે જ્ઞાન મેળવવા ઇચ્છતા હોય તે તારી પાસે આવે; જે સુખનો ભિખારી હોય તે તારી આગળ આવે. તું સર્વ સુખ આપનાર છે, સર્વાર્થ સાધિકા છે, ત્યારે મને એક ભિક્ષા આપ, જો હવે કદી મારો મનુષ્ય જન્મ થાય-ઈશ્વર ન કરે, પરન્તુ જો હવે કદાચિત્ મનુષ્ય જન્મ થાય તો તારા કિનારે જન્મ લઉં-ચક્રવર્તી રાજા થવાના કરતા તારે તીરે કીટાનુકીટ થવું સારૂં છે. હાલ તો શ્રી ચરણમાં પ્રણામ કરીને આજના જ જેવો વિદાય થાઉંછું. મા, ઉંઘ ઘણી આવેછે.

---

## પુનેમની રાત્રિએ.

હે ચંદ્ર! દોડતો દોડતો ક્યાં જાયછે. જરા ઉભો રહે ઉભો રહે; એકવાર સારી રીતે તને જોવું, મનુષ્ય જીવનમાં દુઃખ જુદાં જુદાં છે, પરન્તુ મર્માન્તિક દુઃખ એજ છે કે કંઈ પણ સારી રીતે જોવામાં ન આવે જે કંઈ જોયું છે, જે લેઇને મોહિત થયોછું, જે જોઇને ફરી જોવા માટે આતુર થયો છું તેને સારી રીતે જોઈ નહિ. ફુલ જોતા જોતામાં સુકાઇ ગયું; ઇન્દ્રધનુષ (                ) જોતા જોતામાં મળી ગયું; વીજળીએ જેવો ચમકારો કર્યો તેવીજ તે ગુમ થઈ-કંઇ પણ આંખો ઠારીને મેં જોયું

નહિ. વળી પુષ્પનું સૌકુમાર્ય, વીજલીની શોભા, ઇન્દ્રધનુષ્(                    )નું વૈચિત્ર્ય, સાંઝના આકાશની કોમળતા, વસન્તપવનની માધુરી, ચંદ્રકિરણની પવિત્રતા, જ્યાં એકમેકની જોડે મળેલી જોઇ હતી તે પણ ક્યાં જતી રહી.

હે ચન્દ્ર! એકવાર ઉભો રહે ઉભો રહે; એકવાર આંખોને તાઢી કરૂં, આ ઇચ્છા પૂર્ણ કરીને તને જોવું હું તને બહુ ચાહું છું, તું સુન્દર છે તેથી તને ચાહું છું. તું, કોમળ છે તેથી તને પ્રેમ કરૂંછું. જેમ તારૂં હૃદય કાલાસવાળું છે તેમ મારૂં હૃદય પણ થયું છે, તેથીજ તને ચાહું છું.

ફક્ત એટલાજ માટે નહિ, પણ બીજાં પણ કારણો છે. આ પ્રેમ અન્દરનો છે. તું આકાશમાંનો ચાંદો છે, મારો આકાશ કુસુમ કદી પણ આ છાતીમાં આણી શકીશ નહિ. છાતીમાં રાખીને એક પલ પણ મુખ જોઇ શકીશ નહિ. કહેવાનું કંઈ જ નથી પણ કંઈ મનમાં કહેતાં કહેતાં કેવળ સ્પર્શનું સુખ મેળવવા માટે, કદી તો અનર્થક જાગીને રાત ગાલી શકીશ નહિ. કદી તો મારે માટે જરા વધારે હસેછે, હું આવ્યો છું તેથી જરા વધારે આનંદિત થાયછે પણ તે ચન્દ્રમુખ જોઈ શકીશ

નહિ.—કેવળ આંખની પ્રીતિમાં વળી કંઇ છે કે ? હવે હું સમજ્યો. તને જોવાથી સ્મૃતિના ગાઢા અંધકારમાં અસ્પષ્ટ જોઇ શકુંછું. વળી પળમાં કંઈ બીજું જોઇ શકતો નથી. શોધું છું પણ મળતી નથી. જે તરફ નજર ફેંકું છું તે તરફ શૂન્ય જોઉં છું. જે મેળવવાની ઇચ્છા રાખું છું તે ક્યાં પણ મળતું નથી. દુનિયા શોધી વળ્યો, તે સ્પર્શમણિ એકના શિવાય બીજો નહોતો. અન્તરમાં ધુ ધુ કરે છે—દિગન્ત વ્યાપિને હૃદયાકાશમાં પણ જાણે ધુ ધુ કરે છે. તે જાણે કંઈ નહિ હોય તેમ જણાય છે. મરૂભૂમિ નથી, અરણ્ય નથી, સાગર નથી, નદીનો કિનારો નથી, આકાશ નથી, જે કોઈની જોડે દગ્ધ હૃદયની તુલના આપું એવું તે નથી—તે જાણે કંઇ જ નથી. મરૂભૂમિમાં રેતી છે, અરણ્યમાં જીવ છે, મેદાનમાં તલાવ છે, સાગરમાં બેટ છે, નદીમાં પાણી છે, આકાશમાં તારા છે. હૃદયમાં કંઈ જ નથી. આ નદીનો કિનારો નથી, આ નદીમાં માછલી તરતી નથી, ચન્દ્ર હસતો નથી, નક્ષત્ર નાચતા નથી, પ્રતિબિંબ પડતો નથી; આ નદીમાં પાણી નથી, માટી નથી, રેતી નથી—આ નદી શૂન્યમય છે. આ આકાશમાં સૂર્ય નથી, ચન્દ્ર નથી, નક્ષત્ર નથી; એમાં મેઘ ઘેરાતો નથી, વી-

જલી હસતી નથી, ખરતા તારા પડતા નથી, વજ્ર ગ-
ર્જતો નથી–આ આકાશ આકાશમય છે. આ મરૂભૂ-
મિમાં સૂર્યના કિરણો પડતા નથી, વાયુ વહેતો નથી,
ગરમી લાગતી નથી, એમાં રેતી નથી, માટી નથી, ખં
ડહેર નથી–આ મરૂભૂમિમય છે. આ અરણ્યમાં તલાવ
નથી, ઝાડો નથી, વેલો નથી, તૃણ નથી, માર્ગ નથી;
એમાં જંગલી ફૂલો ફૂટતાં નથી, વનના પક્ષીએ ગાતાં
નથી આ અરણ્ય જાણે કંઇ જ નથી કયાં પણ શોધતાં
મલતી નથી, ત્યાર પછી અનન્ત દુઃખ, અનન્તમાં ભ-
ળવા માટે, જ્યારે અનન્ત આકાશની તરફ જોઉં છું,
ત્યારે તને જોઇને ફરી તે સ્વપ્નમયી મૂર્તિ જાગી ઉઠે છે,
તેથી જ કલંકવાળા ચાંદા, તારા કલંક છતાં પણ હુ તને
આટલો બધો ચાહુંછું. નુકશાન શિવાય લાભ નથી, દુઃ-
ખનાશિવાય સુખ વળનાર નથી, રોવાના શિવાય હ-
સાવ ના, હસવ્યા શિવાય રડાવ ના–તોપણ આટલો બધો
ચાહું છું. કેવળ તે અતુલ સુખની સાથે ફરતો સંબંધ
છે તેથી જ નહિ તો તું મારો કોણ થાય ?

પરન્તુ ચન્દ્ર જેને યાદ આવ્યાથી ઘણું દુઃખ થાયછે.
જીવન અંધકારવાળું સંસાર શૂન્ય–મન ઉદાસ થઇ જા-
યછે, કે સુખ ચાહાતો નથી, કેમકે સુખ, દુઃખથી જો-

ડાયલું છે–સુખ-દુઃખની જેવી મૂર્તિ સાક્રેટીસે કલ્પના કરી હતી તે જ ખરી છે સુખ ઇચ્છતો નથી–કેવળ શાન્તિનો ભીખારૂં છું. ચંદ્રદેવ શું તું કહી શકશે કે જ્યાં ગયાથી આંખોનાં આંસુઓ સૂકાય એવું શાન્તિ નિકેતન ક્યાં છે? તેને ભૂલવા પામ્યાથી કદાચ હું શાન્તિ મેલવી શકું એવું હું અનુમાન કરૂં છું. ત્યારે શું તેને વિસારી શકીશ? હા અદૃષ્ટ! ભૂલવાનું ધાર્યા છતાં પણ ક્યાં ભૂલી શકું છું? પરન્તુ જો ભૂલી શકું તો શું ભૂલી શકું જો કોઈ દેવતા પ્રસન્ન થઈને વરદાન આપવા ચાહે તો તેને શું ભૂલી શકીશ? તેમ થયાથી શું વળી જોઇએ! તેને જોઇએ. એ વરદાનના શિવાય જો બીજું સર્વ આપવા ચાહે તો શું જોઇએ? શું ભૂલવા ચાહીશ? નહિ, તેને જો નહિ મેળવી શકું તો મરવા ચાહીશ. આ વરદાન જો નહિ પામું–જો જીવતો રહી શકું તોપણ તેને મેળવી ન શકું તો શું ભૂલવા ચાહું? નહિ વળી મરવા ચાહીશ. જો મૃત્યુ ન થાય–તો–તો–તો વળી મરવા ચાહીશ. મરણ નિપજશે નહિ અને વરદાન પણ મલશે તોપણ વળી મરવા ચાહીશ, નહિ તો બીજું શું માગું? તેને વિસરવાનું મુખપર આણવા પામીશ નહિ,–વળી શું માગું? આટલો રોઉંછું તે તો કંઈ જોતી

નથી, આટલો બધો વિલાપ કરૂં છું, તે તો સાંભળતી નથી તે તો સાંત્વના આપવાને તો આવતી નથી તે તો આંખોનાં આંસુઓ લુછવાને તો આવતી નથી. ત્યારે કેમ નહિ ભૂલું? ઠીક છે ત્યારે તો ભૂલી જઈશ, વળી આ અંધારામાં દીવો સલગશે, આ આકાશમાં ચન્દ્રમા ઉદય થશે, આ નદીમાં નક્ષત્રો નાચશે, મરૂભૂમિમાં ફૂલો ફૂટશે, સમુદ્રમાં બેટ તરશે, જંગલનો રસ્તો જાગશે, મેઘમાં વીજળી હસશે. વળી સંસાર સુન્દર જોઈશ, જગત્ કાર્યમાં વૈચિત્ર્યપણું જોઇશ, મનુષ્યના મુખમાં દેવભાવ જોઈશ, સર્વના ઉપર વિશ્વાસ રાખીશ, ઉચ્ચ સ્વરથી હસીશ, પૌષ મહિનાની રાતને નાની ગણીશ; વળી હૃદયનો વીણો વાગશે શૂન્ય હૃદય ભરાશે, ગૃહની આકર્ષણ શક્તિ પાછી ફરશે, આંખોમાંનું પાણી સૂકાશે, આન્તરનો શ્વાસ બરાબર ચાલશે, દુઃખની રાત્રિનો છેડો આવશે. ઠીક છે તો, સામાટે નહિ ભૂલું? શું ભૂલવા પામીશ? શું ભૂલીશ? નહિ, ભૂલવા પામ્યો નહિ, ભૂલી શકયાં નહિ તેમાં હું શું કરૂં? મને માન્યું નહિ. હૃદય સમજ્યું નહિ, કમર કસી શકયો નહિ–શું કરૂં, લાચાર છું. રાત્રદિવસ તેનો વિચાર કરતાં કરતાં હમણા તન્મય થઇ પડયો છું. હવે

આ યાદદાસ્ત જ મારૂં જીવન છે—એને વિસારવાથી કેવી રીતે રહી શકીશ? શૂન્ય હ્રદયના કરતાં દુઃખ વધારે સારૂં છે.

કહેતાં શરમ લાગેછે, પરન્તુ આટલી બળતરા દુઃખ સહન કરીને, આવી રીતે મરમમાં માર્યા છતાં પણ તે યાદદાસ્તના મૂળમાં પડી રહું—છટકૂટ કરૂં છું, રોવું છું તોપણ તે જ્વલન્ત આગ છાતીમાં રાખું છું, તેમાં થોડું સ્વાર્થપણું છે. હ્રદયમાં તે રહ્યાથી હ્રદય ઉત્તમ પ્રકારે પવિત્ર રહેછે. જે ઘરમાં જે પરેણો છે, તે ઘરમાં સખતાઈ, કર્કશપણું રહી શકતું નથી તે મનમાં રહ્યાથી—તે ક્યાં મનથી છેટે થાય? તે મનમાં રહ્યાથી, વગર મહેનતને પારકાના હસવામાં હસી શકું છું, પારકાના રોવામાં રોઈ શકું છું—હું પોતે પોતાને વિસરી જાઉછું, હું સારી પેઠે અનુભવ કરૂંછું કે પારકાને સુખી કરવા માટે આ મનુષ્ય જન્મ છે. હૃદય બળી જાયછે ખરૂં પરન્તુ નહિ બળવાથી અપવિત્રતા કેવી રીતે દૂર થાય? સોનાને નહિ બળવાથી સોનું શુદ્ધ થતું નથી. શોક દુઃખ નહિ હોય તો સત્હ્રદયપણું કેવી રીતે ઉત્પન્ન થાય? મેં કબૂલ કરેલું છે, કે મારામાં જરા સ્વાર્થપણું છે તે મારે ધર્મનું બંધન છે. તેને મનમાંથી છેટે રાખવાથી

ધર્મનું બંધન તુટી જશે સ્ત્રીની તરફ હૃદય નહિ હો-વાથી. ધર્મની ગાંઠ ઢીલી થઈ જાયછે બીજી સ્ત્રીઓ એ હૃદયમાં જગા મેળવતી નથી;–સ્ત્રીસંબંધી વાતચીત થયાથી, સ્ત્રીસંબંધી વિચાર થયાથી તરત તે આવીને આખા હૃદયને બાળી નાંખે છે. તેથીજ કહું છું કે તેને ભૂલ્યાથી ધર્મના માર્ગમાં સ્થિર થઈને ચાલી શકાશે નહિ—આ-ત્મવિસર્જન કેવળ એ સુખનાં વાકય થશે. કાગલ ઉપર કલમથી નિઃસ્વાર્થ પરહિતવ્રત સંબંધી ઘણું લખી શ-કાયાથી લખી શકાય એમ છે, પરન્તુ હમણા જેમ અન્તરનાં પડોમાં તેનો અનુભવ કરૂં છું તેવો રહેશે નહિ.

જ્યારે થોડા દિવસ ઉપર ભોગસ્પૃહા શૂન્ય સંસા-રત્યાગી યોગીપુરૂષે કહ્યું હતું કે, “સ્ત્રીઓને કાલ ભૂ-જંગી સમજીને, તેના માર્ગને છેટે રહેજો; જો ધર્મમાં ચિત્ત હોય, જો સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય, તો કદી પણ સ્ત્રીનું મુખ જોશો ના–ત્યારે મેં કંઇ તેનો જવાબ આપ્યો નહોતો ખરો, પરંતુ મનમાં ને મનમાં હસ્યો હતો. કદાચિત્ તે મનમાં દુઃખ સમજે તેથી તેના બોલ-વાનું મેં ખંડન કર્યું નહોતું, પરન્તુ મનમાં ને મનમાં હસ્યો હતો હા ! સ્વર્ગ જવામાં કદાચિત્ હરકત નડે. આ ભયથી સ્ત્રીનું મુખ શું જોઈશ નહિ ? હા ! સ્ત્રીનો

પવિત્ર પ્રેમ મુખથી જોઈશ નહિ, તો કેવી રીતે સમજું કે સ્વર્ગ કેવું છે–દેવતાઓ કેવા છે–દેવીઓ કેવી છે–તેઓ દેખાવમાં કેવા છે–તેઓની પવિત્રતા કેવી છે–સ્વર્ગમાં સુખ કેવા પ્રકારનું છે? જો સ્ત્રીનું મુખ નહિ જોવામાં આવે તો પવિત્રતા એ શું છે–ભક્તિ પ્રીતિ એ શું છે–સહનશીલતા એ શી વસ્તુ છે–આત્મવિસર્જ્જન શું છે–નિઃસ્વાર્થ પ્રેમ એ શું છે? તે કેવી રીતે સમજું. જો સ્ત્રીમુખ નહિ જોવું તો તદન કાનમાં જે ફૂલ ફૂટે છે, તે કેવું ફુલ છે અપ્સરા કિન્નર જે ગાયછે તે કેવું ગાયન છે–દેવતાઓ જે મનુષ્ય ઉપર સ્નેહ કરેછે તે કેવો સ્નેહ છે–અનન્ત સ્નેહ, અનન્ત પ્રેમ કોને કહે છે? તે કેવી રીતે જાણું? આ પાપી સંસારમાં સ્ત્રીના મુખના શિવાય બીજું જોવાલાયક શું છે? સ્ત્રીના કંઠ શબ્દના શિવાય સાંભળવા લાયક બીજું શું છે? ધર્મ શિક્ષણને માટે, રમણી હૃદયના જેવું આદર્શ બીજું શું છે?

પરન્તુ શશધર, તારી આગળ શું કહેવા આવ્યો હતો તે વિસરી ગયો છે. આજ તો જવાલા છે! રાત્રિ-દિવસ છાકટો કરીને રાખેલો છે. મારૂં મન કોણ જાણે શા આનન્દમાં, કોણ જાણે શા દુઃખમાં, કોણ જાણે શા અવસાદમાં ચિન્તા તરંગિણીમાં તરી શકતો નથી,

કેવળ સ્રોતમાં તણાતો ફરૂંછું. કોણ જાણે કેવો ચન્દ્રમા હ્દયાકાશમાં ઉદય પામે છે કે તે તરફ એકી નજરે જોઈને હાથ પગ ફેલાવી તણાવું છું. તણાતો તણાતો કેટલોક દૂર ગયા પછી હું મારા મનની તરફ એકાગ્ર ચિત્તથી જોવું છું ત્યારે મનમાં આવે છે કે મેં તેને ગુમાવી છે, જણાય છે કે તે ગઈ છે. મનમાં ઉપરનો અધિકાર ઘણા દિવસથી ચાલ્યો ગયો છે. આ દુનિયામાં વસ્તુ ખોવાઈ જાય છે. ઘણીજ સંભાળથી રાખવા છતાં પણ તે ખોવાઈ જાય છે. છાતીમાં રાખ્યા છતાં પણ વસ્તુ ખોવાઈ જાય છે. વળી ગાઢા જંગલમાં–ઉંડા સમુદ્રમાં વસ્તુ ખોવાયાથી તેનો પતોજ મળતો નથી. જ્યારે આ સંસારના પ્રવાસમાં આવ્યો હતો, ત્યારે આ પ્રકૃતિ એ શું જોડે આપ્યું હતું–સરલતા, સહજ પ્રફુલ્લતા, સ્થિતિસ્થાપકતા, ઉત્સાહ, વિશ્વવ્યાપિથી આશાલીલામયી કલ્પના પ્રવાસમાં કદાચિત્ દુઃખ પામું તેથી ઘણી સુખની સામગ્રી સાથે બાંધી આપી હતી. તે સર્વે ખોવાઈ ગઈ છે,–એકના પછી એક નહિ પણ એકદમ સર્વે ગઇ છે, સર્વ નાશ પામી છે. સર્વે જાય છે; કંઈ પણ રહેનાર નથી–પાછો ફરવાની વેળાએ કેવળ પ્રવાસના દુઃખની કાહણી લઇ જાઉંછું. જગદીશ! તમે શું

માનવના પિતા છો? પરન્તુ પુત્રને માટે પિતાનો જે સ્નેહ જોઇએ તે તમારામાં ક્યાં છે? જગત્ સંસારમાં આટલાં દુઃખો શા માટે આપ્યાં છે? વિખુટાનો શ્વાસ આપીને મનુષ્ય હૃદયને શા વાસ્તે બનાવ્યું? કેવળ રડવાનો તમાસો કરાવવા માટે મને આ રંગભૂમિમાં શા માટે મોકલ્યો? તમે દયામય છો તમે ઇચ્છામય છો, તમે સર્વ શક્તિમાન્ છો. બીજું શુંનું શું ધારવામાં છે, તે હું જાણતો નથી. દયા, ઇચ્છા, શક્તિ છે—તો દુનિયામાં શા માટે દુઃખ રાખ્યું? સંસારમાં દુઃખ છે તે તો કોઈ નાકબુલ કરશે નહિ, તેથી આ ત્રણની ભૂલ છે તે દયામય હોય તો, હું જ્યારે દુઃખના બોજાથી મરી જાઉં છું, ત્યારે જરૂર મારાં દુઃખ દૂર કરવાની ઇચ્છા કરવી જોઇએ, નહિ તો વળી દયા શેની? દુઃખીનાં દુઃખો દૂર કરવાની ઇચ્છાનું નામજ દયા છે, તે ઇચ્છાના પ્રતિરોધ નહિ થયાથી જરા તે કામમાં આણી શકે છે. ઈશ્વરની ઇચ્છામાં કોઈ પણ જાતની હરકત રહી શકતી નથી, તેથી તેની ઇચ્છા જરૂર કામમાં આવી શકે છે. તેમ થતું નથી, મનુષ્યનાં દુઃખ દૂર થતાં નથી, જે જેનો ભિખારી છે, તે તેને મળતો નથી, તેથીજ કહું છું કે, તે પોતાની ઇચ્છા કરતો નથી

તે શેનો દયામય? વળી જો તે પોતાની ઇચ્છા છતાં પણ મારૂં દુઃખ દૂર કરી શકતો નથી તો તે શાનો ઇચ્છામય! શાનો સર્વ શક્તિમાન્? પરન્તુ શું કરે તો તે તો ભૂલી ગયો,—

વસ્તુ ખોવાય છે, ખોઈ બેઠો છું તો ખરો. પણ તે કોઇ રીતે એકી વારે વિલુપ્ત થતી નથી, કોઈ પણ પ્રકારે ધ્વંસ નથી આ વિશ્વમાં આ જે જે છે તે સર્વદા હતી. એક પરમાણુમાં વધતા ઓછાપણું નથી—કેવળ સંયોગ અને જુદાપણું માત્ર છે.—કેવળ સંબંધ તુટી જાય છે. હે હરિ! સંબંધ શા માટે તુટી જાયછે? તેમ જો થાય તો તે કેમ એકીવારે જતો નથી? ત્યાર પછી વળી બીજો સંબંધ શા માટે થાય? સુખના સાથનો સંબંધ છૂટો પડી જાય છે, વળી દુઃખની જોડે સંબંધ કેમ થાય છે? આની જોડે સર્વ સંબંધ ટૂટી જાય તો ઠીક થાય.

પુનેમના ચન્દ્ર, વળી એક દહાડે—હવે તે દહાડો નથી, હવે ક્યારે તે આવશે તેની આશા પણ રાખી શકાતી નથી—ઘણા દિવસ થયા, વળી એક દહાડો, બારીમાં આવી રીતે હસતો હસતો આના કરતાં હજારો દરજે સૌન્દર્ય ખીલાવીને આખો ઓરડામાં પડ્યો હતો,

મારા શરીરમય પડચો હતો, મારા પ્રાણુમય પડચો હતો. હવે શું કોઇ રીતે પડતો નથી? ત્યારે આટલો સુન્દર, આટલો શીતલ, આટલો પ્રેમમય, આટલો પવિત્રતામય કેમ જણાયો હતો? ગમે એટલું દુઃખ પડતું પણ તે વેળાએ એકલો નહી તો તમારૂં હસતું જણાવવાને તથા તમારી મધુર વાત સંભળાવવાને માટે માણસ હતું. તને જોતાં જોતાં જેની તરફ જોઇને તને વિસરી જતો તે હમણા નથી. આજ હું એકલો છું. આ જગત્ સંસારમાં હવે મને આનન્દ આવવાની જગા નથી. એક જણની ખોટથી સર્વ અંધકાર થઇ ગયું છે. તે એક દહાડો હતો અને આ વળી એક દિવસ એમાં કેટલું ઉલટું સુલટું થઇ ગયું છે. ઈશ્વરની દયાની બલીહારીજ કહેવી જોઇએ–કેટલા કોમલ હૃદય વ્યથિત થયા, કેટલી કુરંગનયનમાં આંસુડા ઝર્યાં, કેટલા જીવન અંધકાર થયા, કેટલા હૃદય શૂન્ય થયા, કેટલા પ્રકાશ હોલવાઈ ગયા, કેટલા નક્ષત્ર અદૃશ્ય થયા, કેટલા ચન્દ્ર તારા કરતાં કેટલા સારા ચન્દ્રો અસ્તિમિત થયા છે, તે ઉગશે નહિ. તું ચાંદ છે, જા આવે છે, વળી જાય છે, વળી આવે છે, મારા હૃદયાકાશનો ચન્દ્રમા ગયો છે તે જન્મને માટે ગયો છે–તે પાછો આવ્યો નથી.

આ મધુર વેળાયે, પ્રાણાધિકે, એક વાર પધારો આ મધુર જ્યોત્સ્નાના ઉપર મધુરતર જ્યોત્સ્ના ખીલવીને આંખોની આગળ એકવાર ઉભા રહે તે હસવું, હોઠ-પરથી નસાડીને આંખોમાં બોલાવતી હતી, તે ભુવનને ભૂલાવવાનું હસવું એકવાર હસો જોઇએ. જે કંઠધ્વનિના પ્રત્યેક શબ્દ વાયુતરંગમાં ફેલાઇને કાનમાં પ્રવેશ કરીને હૃદયની અંદર વીણા વગાડતો હતો, તે કલ કંઠથી એકવાર વાત કરો જોઇએ. જે દૃષ્ટિ, જેના સૌન્દર્યથી જગત્ સંસારને સુન્દર કરતું હતું, તે દૃષ્ટિમાં, આ બળતા હૃદયના ઉપર એકવાર અમૃતવર્ષણ કરો જોઇએ. જે લાવણ્યલીલાથી સાંજના ગગનની પેઠે પલે પલે નવી નવી શોભા ધારણ કરતું હતું, તે શોભામાં આ તાપિત પ્રાણ એકવાર શીતલ કરો જોઈએ. આટલી પ્રીતિમાં જે જૂદાપણું થશે એ કદી પણ મનમાં નહોતું. તમને છોડીને જીવવું પડશે એ સ્વપ્નમાં પણ જાણતો નહોતો. પરન્તુ ચન્દ્ર, મેઘના પડદામાં શામાટે છુપાયછે? જો મારા હૃદયાકાશમાં એક કરાળ જલદ જોવામાં આવે છે—તે કદી વર્ષતું નથી, કદી પણ ગર્જતું નથી, કેવળ અંધારૂં કરી રહ્યું છેજ દુઃખ પડયાથી પૃથ્વીમાંના માણસો રૂવે છે, હું રોઈ શકતો નથી. આંખોની અંદર

આગ બળે છે, હૃદયમાં આગ સલગે છે. એક ટીપું પાણીનું નથી. આંસુના ઝરા સૂકાઈ ગયા છે તેથી હું રોઈ પણ શકતો નથી. તેથીજ મરવા ઇચ્છું છું. તારા સફેદ કિરણના તરંગમાં ડુબીને શું મટશે નહિ? મેઘ મુખ શામાટે ઢાંકી રહેલો છે? આ અપરિસ્ફુટ જ્યોત્સ્નામાં શું ડુબાશે નહિ? ખીલતી જ્યોત્સ્નાના કરતાં આવી અપરિસ્ફુટ કૌમુદી, આવા થોડા અંધકારવાળી જ્યોત્સ્નાને હું ઘણો ચાહું છું—મારા હૃદયની જોડે મળે છે એ સારૂં છે. પરન્તુ ચાંદા, હવે શું તું તારૂં મુખ દેખાડીશ નહિ? ત્યારે હવે શા માટે બેસી રહું? હવે જવું જોઇએ. આટલી જ્યારે મનની વાત થઇ છે ત્યારે હવે ભૂલીશ નહિ—વળી જ્યારે વખત મળશે ત્યારે તને જોવા આવીશ. આવી રીતે છુપાઇને આવીને જોઈ જઈશ. કેવળ આંખનું જોવું—આંખનું જોવુંજ જોઈ જઈશ. સર્વ ઇન્દ્રિયોને આંખમાં લાવીને એકવાર એકવાર આંખો તાઢી કરીને જોઈ જઈશ મારા આ દુઃખકારક જીવનમાં આજ સુખ રહ્યું છું. આવા ધીરા પવનમાં, આવા નિર્જનમાં આવી રાત્રે, આવી રીતે એકલો આવીને તને જોઈ જઈશ. એકલો આવીશ, કારણ કે, દુઃખી સ્વાર્થી છું કેમકે જે દુઃખી છે તે એકાન્ત ચાહે છે.

વળી તે દહાડે તું સુન્દર સાજથી સજશે તે દિવસે તારૂં સુન્દર મુખ જોતાં જોતાં એકવાર રડી જઈશ. રોવામાં ઘણું સુખ થાય છે તે પહેલાં જાણતો નહોતો. જે જાણતો નથી તેજ સારો છે. કેટલા દિવસ હાહાકાર દૂર થશે તે હું જાણતો નથી.

---

## નવા વસન્ત ઋતુમાં.

પાછો વસન્ત આવ્યો. ફૂલથી સજીને, સ્વપ્નાની લહેરો લઈને પાછી વસન્તઋતુ આવી; પરન્તુ તે ક્યાં છે? પહેલાં ચાહતો હતો, હમણા ચહાતો નથી તેથી વસન્ત ઋતુ આવી છે, પ્રેમ હોત તો તે આવત નહિ જેને પહેલાં ચાહાતો હતો હમણા પણ ચાહું છું, સર્વદા ચાહીશ તે તો કંઈ આવી નહિ. જેને ચાહાતો નથી તે કેમ ન આવે?—તે તો આવે જેને ચાહુંછું, કેવળ તે આવતી નથી. ઝાડો પર નવાં પાતરાં નીકળ્યા, ડાળીએ ડાળીએ નવાં ફૂલ ફુટયાં, ટોળે ટોળા ભ્રમરો આવ્યા, પ્રવાહની પેઠે સુગંધ ફેલાવ્યો, નવીન શ્યામ શોભાથી જગત્‌ને ઘેલુ કર્યું, પરન્તુ તે શ્યામ શોભામાં જે શ્યામ શોભા છે તે કેમ આવી નહિ? આશા કેમ આવી નહિ? ઉત્સાહ કેમ આવ્યો નહિ?

પ્રફુલ્લતા કેમ આવી નહિ? સુખનું પેલું ચાંચલ્યપણું કેમ આવ્યું નહિ? તે માધુરી કેમ આવી નહિ? આશામાં જે આશા છે, ઉત્સાહમાં જે ઉત્સાહ છે, પ્રફુલ્લતામાં જે પ્રફુલ્લતા છે, સૌન્દર્યમાં જે સૌન્દર્યપણું છે, માધુર્યમાં જે માધુરિ છે, વસન્તમાં જે વસન્ત છે. તે કેમ આવી નહિ? ઋતુરાજ! શું તું વળી બાળવા માટે આવ્યો છે? પડવા ઉપર પાટુ–તેમાં પણ શું કંઈ બહાદુરી છે? દુઃખી માણસનું દુઃખ કોણ ન વધારે? જે સુખની વૃદ્ધિ કરી શકે છે, તેજ ધન્ય છે! બધા ભાગી શકે છે, જે ઘડી શકે છે તેજ મહાન્ છે. વસન્ત પાછો આવ્યો પરન્તુ તે ચિરવસન્તમય હૃદય પાછું આવ્યું નહિ. હરિ! હરિ! જ્યોતિષ્કો, અનન્ત–વિસ્તૃતિ મધ્યગત અનન્ત ગગન વિહારી માટીના ગાંગડા થઈ ગયા છે–સ્વર્ગના પ્રકાશ, સ્વર્ગની પવિત્રતા, સ્વર્ગની શોભા પૃથ્વીમાં આણવા માટે નાના નાના છિદ્ર તરીકે હવે જણાતા નથી. કોકિલ પક્ષી થઈ ગયા છે. ભ્રમણશીલ સ્વર* તરીકે હવે જણાતું નથી. આ સં-

---

* 'O Cuckoo! shall I call thee bird,
Or but a wandering voice?
Again.

સાર, દુઃખનું રહેઠાણ થયું છે-સુખનિકેતન તરીકે હવે જણાતું નથી. હૃદયના બધા ભાગ પર્યન્ત પ્રકાશિત થઈને ગૃહકુંચમાં ફૂલો ફુટ્યાં. તેથી ધાર્યું હતું કે, જીવનવસન્તનું આ પહેલું ફૂલ છે. તે વેળાએ આશા રાખી હતી કે બીજાં ઘણાં ફૂલ ફૂટશે. ઘાતકી વિધાતાએ તે છેલ્લું ફૂલ દેખાડ્યું. પ્રેમના રોપામાં કેવળ એકવાર ફૂલ ફુટે છે. મારા પ્રેમના વસન્તમાં એકાએક શીત જણાઈ મારૂં પ્રીતિનું ફૂલ તરત કરમાઇ ગયું. ઘણી પ્રેમાળ કોયલ, રાગ ગાઇને કેવળ ઉડી ગઈ તે તરત મુક્ત થઈ. ઘણા દુઃખની આશાવેલ તરત ભાંગી ગઈ. જે જવાનું ન હોતું તે ગયું-આ પ્રાણ કેમ ન ગયો. હવા ધીરે ધીરે રૂવે છે-હાય, હાય, હાય ! આ મૃદુ પવનમાં ઘણા દુઃખની લહેરો, ઘણી નિરાશાની વેદના, ઘણાક વિસ્મૃત સ્વપ્નપ્રવૃષ્ટ, ઘણાક જન્માન્તરીય અસ્પષ્ટ ભાવ આવીને જે છાતીઉપર અંકીત કરે છે તે હવે શું કહું ? એકદમ કોણ જાણે કોણ આવીને શ્વાસોચ્છ્વાસનો માર્ગ બંધ કરીને ઉભો છે-બહારની હવા

---

Even yet thou art to me
No bird, but an invisible thing,
A voice, a mystery'-Wordsworth.

અન્દર આવવા દેતો નથી. એક શ્વાસ એકવાર, બે વાર ત્રણ વાર ખેંચવો પડે છે. પ્રાણ ધૂ ધૂ ધૂ કરે છે. જે તરફ નજર ફેંકું છે તે તરફ આગ ધૂ ધૂ ધૂ બળે છે. નસોમાં ધૂ ધૂ ધૂ આગ બળે છે. દરેક ચામડીના છિદ્રમાં, દરેક ઇન્દ્રિયમાં, પ્રત્યેક લોહીના ટીપામાં ધૂ ધૂ ધૂ કરીને આગ બળે છે. વળી આ પાપી હ્રદયમાં શું નું શું થાય છે તે કોણ કહી શકે ? કાલાનલ, પ્રલયાનલ, નરકાનલ, અનલનું અનલત્વ રચેલું અનલ ધૂ ધૂ ધૂ કરીને બળેછે.

સંસારને શૂન્ય કરીને, જીવનને અંધકારમાં આણીને, અધમને ખરાબ કરીને જવું એ તો તમારા લાયક કામ થયું નથી. પ્રાણાધિક ! તમને યાદ આવ્યાથી, કયાં આંખ ઉપર જ્યોત્સ્ના જણાય, કાનમાં દિવ્ય સંગીત હિલ્લોલ પ્રવેશ કરે, નાકમાં પારિજાતસૌરભ આવીને લાગે, હ્રદયના ઉપર અમૃત વર્ષે, અમર થવાની ઇચ્છા થાય કે દુઃખ થાય, આ નકામો પ્રાણ કેમ જતો નથી ? એવી ઇચ્છા થાય છે કે આ માટીનું શરીર, આ માંસાસ્થિશોણિત રૂપને પડતું મૂકીને સંધ્યાકાળની હવા થાઉં. હવા થઇને વનમાં, જંગલમાં, નદીકિનારે, કુંજમાં, કુલમાં, આકાશમાં, નક્ષત્રમાં જ્યાં જ્યાં સુન્દર કંઈ જોઉં ત્યાં ત્યાં મનનું દુઃખ ગાતો ફરૂં એવી

લાલસા થાય છે કે મનુષ્ય દેહત્યાગ કરીને કોકિલ થઇને આકાશના એક છેડાથી બીજા છેડા સુધી વિરહનું ગીત ગાતો ફરૂં. જો જોઈએ પ્રાણાધિક! શું થયું છે. મારો પ્રાણ શું કહે છે, તે કેવળ હુંજ સમજું છું. પારકાની વેદના પારકો સમજતો નથી. મારા હૃદયમાં શું થાય છે તેનો સાક્ષી મારૂં આ હૃદય છે.

જાણતો નથી કે શા પાપથી રાવણની ચિતા છાતીપર લઇને ફરૂંછું, જાણતો નથી કે કિયા પાપથી જીવમાત્રનું જીવન દુઃખનું જીવન થયું છે, સમજતો નથી કે, કિયા પાપથી અન્તર બહાર હાહાકાર પડી રહેલો છે. પ્રેમ કરવો એ શું પાપ છે? પ્રણાય શું દોષદાયક છે? તેમ તો નથી. જે પ્રેમને દોષકારક સમજે છે, તે મૂર્ખ, મહામૂર્ખ, ગંડમૂર્ખ, ગોમૂર્ખ, હસ્તિમૂર્ખ છે. જેટલાં મનુષ્ય જીવનનાં ઉદેશ છે તેમાં પ્રેમ સર્વ કરતાં ચઢીયાતો છે. હમણાના માણસોની પ્રકૃતિ આગળના પ્રેમના બનાવોને આધારે છે. કેવળ તે માણસ વિશેષમાંજ નથી. મનુષ્ય જાતિનાં શુભઅશુભ આ પ્રેમના ઉપર આધાર રાખે છે. તેથીજ કહું છે, પ્રેમને ધન્ય છે. પ્રણયને નમસ્કાર છે–પ્રેમ પૂણ્ય છે–પ્રેમ ધર્મ છે–પ્રણય દેવત્વ છે–પ્રેમ ઈશ્વરત્વ છે. જો સ્વાર્થત્યાગ એ દેવ-

ભાવ હોય તો એ સ્પષ્ટ કહી શકાય કે પ્રેમના શિવાય બીજે ક્યાં પણ દેવભાવ જોવામાં આવતો નથી; પ્રણયના શિવાય બીજું દેવત્વ હું કબૂલ કરતો નથી. કેવળ એટલુંજ નહિ પણ મનુષ્યની પુષ્કળ મોટી કીર્તિયો પ્રેમને અવલંબીને છે. સંગીત વિદ્યાના મૂળમાં પ્રેમ છે; ભાષાના મૂળમાં પ્રીતિ છે. પરન્તુ શું બોલવા જતો હતો તે તો ભૂલી ગયો—શા વાસ્તે આવી મોટી યાતના સહન કરૂં છું ? જેઓ કહે છે કે, આ સંસાર પરીક્ષાનું સ્થલ છે, તેઓ ઘણા ભૂલાવામાં પડેલા છે. પરીક્ષા વળી શેની ? જેમ ઈશ્વરે કર્યું છે, તેમ હું થયો છું—શાને માટે પરીક્ષા ? સૃષ્ટ પદાર્થના ગુણદોષની પરીક્ષાથી કેવળ સૃષ્ટાની શક્તિની પરીક્ષા થાય છે. મારૂં ઘડીયાળ જો જરા કારણથી ખરાબ થઈ જાય તો તેમાં ઘડિયાળનો શો અપરાધ ? એના સંબંધમાં એટલુંજ કહી શકાય કે તેનો બનાવનાર ચતુર નથી. મારા પાપને માટે ઈશ્વર મને જુમેદાર કરી શકતો નથી. મારામાં જે છે, મારા શિવાય સંસારમાં જે કંઈ છે તે સર્વ તેણે કર્યું છે—આ હૃદય તમે ઘડ્યું છે; આ સંસાર તમે ઘડ્યો છે, હૃદયમાં, સંસારમાં જે સંબંધ છે, તેના પણ સ્થાપનાર તમેજ છો—ત્યારે મને પાપ શેનું ? જો પાપ

હોય તો તેનો જુમેદાર કોણ? તમે કે હું? હું કબૂલ કરૂં છું કે માણસમાં કેટલાક પશુભાવો છે પરન્તુ માણસ તો પશુ અથવા પશુની જોડે ઘણું પાસેનું કુટુમ્બ કયું છે શા માટે? શું કહેવા જતો હતો અને શું બોલું છું પરન્તુ—

અરે પેલો વસન્તનો ચન્દ્રમા–તેનો આ ભાવ હું ઘણો ચાહુંછું. શરદના ચન્દ્રમાને લોકો સુન્દર કહેછે, પરન્તુ–તેનું હસવું ઘણુંજ વધારે છે, ઘણું મર્મભેદી છે આટલું હસવું સર્વને સારૂં લાગતું નથી. મારા જેવાને તે ઘણું સખ્ત લાગે છે. વળી આ થોડા અંધારાનું તેજ, આ સૂતેલું તેજ, આ સ્વપ્નાવાળી જ્યોત્સ્ના એની આગળ શા બીશાતમાં? આ અજવાળાનો સ્રોત શરીર ઉપર પડ્યાથી મારૂં તે પ્રાણથી ઉપર પ્યારૂં મન સ્મૃતિના દ્વારમાં આવીને ઉભું રહેછે, તે મધુર હસવું.—જે હસવામાં મનનો અંધગર ક્રૂર થાયછે, સંસારનું મુખ સુન્દર દેખાયછે, સ્ત્રી જાતિના ઉપર ભક્તિ થાયછે, મનુષ્યના ઉપર પ્રેમ થાય છે, અસત્ પ્રવૃત્તિઓ સંકુચિત થઈ જાયછે, મનનું માલિન્ય દૂર થાયછે.—તે મધુર હસવું જોકે જોઈ શકતો નથી ખરો પરન્તુ તેને તો એકવાર જોઇ શકુંછું, અને તેને જોવુંજ એ સુખદાયક છે. જે જેને ચા-

હેછે તે તેની છાયા જોયાથી પણ સુખી થાયછે. તે ચન્દ્રમુખીને મનમાં બરાબર આણી શકતો નથી ખરો, માનસ પટમાં બરાબર આંકિ શકતો નથી ખરો, પરન્તુ કહું તો તેની છાયામાનો વિચાર કર્યાથી ભાવની લહેરો આવેછે તેમાં નિમગ્ન થઈ જાઉંછું. આ ઠેકાણે વિશ્વ રચનારની થોડીક કારીગરી જોઉંછું—જે જેને ચાહેછે તે તેના મુખાવયવ મનમાં આણી શકતો નથી. તે આણવા જાયછે પણ તરત આંખોનાં આંસુથી માર્ગ દેખી શકતો નથી. તેના ઉપર વળી જો તે મુખ નિરન્તર આંખની ઉપર તરતું જણાય તો જીવતો રહેવા પામતો નહિ તેમાં કારીગરની કેટલી ચતુરાઇ છે, તે તે કારીગરજ જાણે, પરન્તુ તેનું કારણ દુષ્પ્રાપ્ય નથી. ખરી વાત એ છે કે સર્વ અંગ એકત્ર કરી જોવામાં આવતા નથી. બેના શિવાય વધારે આંખ નથી; જ્યારે જે અંગ પડચું છે ત્યારે તે અંગમાંજ મસ્ત થઇ ગયો છે—તે અંગના અનિર્વચનીય લાવણ્યની હવામાં ડુબી ગયો છે. બે અંગ એકત્ર કરીને કદી જોવામાં આવતું નથી. એથી એવું થાયછે કે—તે બે હોઠ મનમાં આવ્યાથી તે બે આંખ મનમાં આવી શકેછે, તે અતુલ લલાટ મનમાં લાવ્યાથી તે અપૂર્વ નાક મનમાં આવી શકે છે, તે હોઠાનું તે

હસવું તેપણ મનમાં આવી શકેછે. તે આંખમાં તે નજર, તે પણ મનમાં આવી શકેછે; તે કપાલમાં તે અપૂર્વ કીર્ત્તિ, તેપણ યાદ આવી શકે છે,–પરન્તુ તે મુખ મનમાં આવતું નથી. એકના પછી એક સઘળા શરીરના અવયવ મનમાં આવેછે, પરન્તુ સર્વ અંગો એકત્ર મનમાં આવતાં નથી.–એકના પછી એક સર્વ અંગ દિવસમાં હજારો વાર જોઉંછું; સર્વ શરીરનાં અંગો એકીવારે કદી જોવામાં આવતાં નથી.

જે સ્વપ્નમાં એક દિવસ જોઈશ, તે સુખ પણ કદી નસીબમાં આવ્યું નહિ. ઘણું કરીને દરરોજ જાગતાં, સુતાં, બેસતાં તેનો વિચાર કરીને જોવાની તજવીજ કરૂંછું પરન્તુ આ પાપી જગત્‌નો કેવો નિષ્ઠુર નિયમ છે, આ જન્મમાં કદી તેને જોઈ નહિ, શામાટે જોઇ શકતો નથી! સર્વદા જેનો વિચાર કરૂંછું, વિચાર કરવામાં પણ જેને ચાહુંછું, જેને જોવામાટે લાલાયિત રહુંછું તેને કેમ જોઇ શકતો નથી! લોકો કહેછે કે જે વિષયમાં સર્વદા વિચાર કરવામાં આવતો હોય તો તેને સ્વપ્નામાં જોવામાં આવેછે પરન્તુ એ ખોટી વાત છે. ગમે તો સ્વપ્ન હો કે બીજી રીતે હોય એ સર્વ નિયમને તાબે છે. સ્વપ્નાવસ્થા હો કે જાગ્રતાવસ્થા હોય, ભાવના સોબ-

તીના નિયમાનુસારે ભાવ ઉત્પન્ન થાયછે. બે ભાવો એક બીજાની જોડે સંબંધમાં બંધાયલા છે; એક પહેલાં આવ્યા પછી તેની જોડે બીજો આવશે તે આવશે. જે ઝાડની નીચે નાનપણામાં ધૂલની જોડે રમતો હતો, તે ઝાડ જોયાથી અથવા યાદ આવ્યાથી ફરી સર્વ યાદ આવેછે. તે ન્હાનાપણ, તે આવેલો રમવાનો ઉન્માદ, તે શૂન્ય ચિત્ત, તે રમનારા મિત્રો, ને અનર્થક કલહ, તે અનર્થક મિત્રતા, તે સુન્દર સંસાર, તે સુન્દર હૃદય, તે અકારણ રોવું, તે અકારણ હસવું—તે સર્વ ફરી જાગી ઉઠે છે, કેમ કે એઓ એક બીજાની જોડે સંબંધ રાખે છે. ઝાડ અને બાલ્યકાલનું સુખ દુઃખ એમાંના એકને પણ યાદ કર્યાથી બીજાને પણ યાદ કરવામાં આવ્યા છે; તેથી એકની જોડે બીજું આવે છે. પરન્તું તેને તો કદી કોઇ રીતે એકત્ર કરીને યાદ લાવી શકતો નથી. જ્યારે તેની યાદ કરી છે ત્યારે કેવળ તેનેજ યાદ કરી છે. તે એક ભાવથીજ હૃદય ભરાઈ ગયું છે. પરન્તુ શું બોલતાં બોલતાં શું બોલું છું.—

સંસારમાં સુખ નથી એ જોઉં છું. આ ભારે દુઃખ જે કેવલ હું આ પહેલુંજ ભોગવું છું તેમ નથી, પરન્તુ ગઇ ગુજરી યાદદાસ્તજ મારો કાલ થયો છે. સર્વ દુઃખો

ભોગવે છે—દુઃખ ભોગવવામાટે પૃથ્વીમાં આવ્યા છે—દુઃખ સર્વેનેજ ભોગવવું પડશે, પરન્તુ શું હતું અને હવે શું રહ્યું છે, આ સરખામણીથી છાતી ચીરાઈ જાય છે* મરૂં મરૂં ધારૂંછું પણ મરી શકતો નથી. દુઃખની વાત શી કહું; એક દહાડો હોડીમાં બેસીને ગંગાનદીમાં ફરવા ગયો હતો. ભાગીરથી પટમાં મૃદુપવનની લેહેરોમાં, અંધકારવાળી જ્યોત્સ્નામાંથી નક્ષત્રો નીલચંદ્રાતપતળે બેસીને સુખનું અસ્થિરપણું, દુઃખનું પરિમાણ, નિરાશનું દુઃખ, સ્નેહીની વ્યાકુલતા, સંસારની ગતિ, માનવનું દુઃખ, હૃદયની દશા, બાલ્યકાલની શૂન્યચિત્તતા, નવયૌવનની ચંચલતા, આશાની છલના, અદૃષ્ટની નિષ્ઠુરતા એ વગેરેનો વિચાર કરતો હતો તે દહાડે શી તિથિ હતી તે હું જાણતો નહોતો, પરન્તુ તે સમય ચન્દ્રમા ઉગ્યો હતો. ચન્દ્રકિરણ અંધકારની સાથે યુદ્ધ કરતાં કરતાં ગંગાના પાણીમાં પડતાં હતાં. ભા-

---

* "Could I forget
What I have been. I might the better bear
What I am destined to I am not the first
That have been wretched: but to think how much
I have been happier"
—Southern, Innocent Adultery.

ગીરથી, એક વેળાએ ભવાં ચઢાવીને પોતાના વેગમાં જતી હતી. તે વેળાયે દૂરથી એક ગાયનનો અવાજ સંભળાતો હતો. તે સુધા કર્ણમાં પ્રવેશ થયો તેમ છાતીમાં દુપ દુપ દુપ શબ્દ થવા લાગ્યો, કોણ જાણે છાતીની ઉપર ચંપાઇ ગયો હોય તે. પ્રાણની અન્દરથી, પ્રાણના કાનમાં કોણે જાણે કહ્યું હોય તે તેમ સંભળાયું, ગંગાનું તળીયું ઘણુંજ શાન્તિનિકેતન છે. મનમાં આવ્યું કે શામાટે ન મરૂં? આ ગાયન સાંભળતાં સાંભળતાં જાન્હવીના પાણીમાં ડુબીને તેને શા માટે ન શોધું? જ્યારે આશા નથી, ત્યારે આ નકામા જીવનનો બોઝો લઈને શામાટે પડી રહું? તેમ છે ખરૂં, તો પણ મરી શકયો નહિ. ત્યાર પછી ઘણા દિવસ સુધી વિચારમાં રહ્યો તોપણ મરવા પામ્યો નહિ. જ્યારે મરવાની કલ્પના કરતો હતો ત્યારે સ્નેહમયી મા યાદ આવતી હતી. એક તો નિરન્તર કેવળ પોતાના વિચારથી પાપની નાવ ભારી કરી છે તેના ઉપર માનાં આંસુઓ પડ્યાથી નરકમાં પણ જગા મલશે નહિ. ફક્ત શું આનેજ માટે? મરવા પામતો નથી તે શું કેવળ નરકના ભયને માટે? તેમ નથી. જેના મનની અન્દર રાત્રદિવસ નરકાગ્નિ બળે છે, તેને વળી નરકનો શો ભય? તેમ નથી. આજ પણ જગત્‌સંસારમાં થોડુંક સુખ છે–

ઘરમાં જઈને મા કહીને બોલાવી શકું છું મેં સર્વ બંધનને તોડ્યાં છે—આ જન્મનાં સઘળાં બંધનને ઇચ્છાપૂર્વક તોડ્યાં છે, પરન્તુ આ એક બંધન છે. એક એક વાર મા કહીને જે બોલાવી શકું છું, તે રાવણની ચિતા છાતીમાં બળે છે. ગમે તો રોગ શોક હોય કે દુઃખ વિપદ્ હોય પણ માને બોલાવ્યાથી સર્વ સન્તાપ દૂર થઈ જાય છે. પાછો બાલ્યકાલ પામું છું, વળી તે ચિન્તા શૂન્ય, સદાનન્દચિત્ત, અજ્ઞાન બાળક થઇ પડું છું. વળી પ્રીતિપાત્રનો લુગડાનો છેડો ધરીને, સ્નેહપૂર્ણ મુખની તરફ જોઈને, નાચતો નાચતો મીઠાઈ માગું છું—મા આપ, મા આપ, મા, શું તું આપશે નહિ, આમ કરીને ફરી લુગડાનો છેડો ખેંચું છું. છેડો પકડીને પડું છું. પાછો સંસાર સુન્દર થઇ જાય છે, પ્રકૃતિના મૂળમાં ખુશી જોઉં છું, આશા પાછી પામું છું. જેણે કદી માતૃભાષામાં મા બોલાવી નથી, તેનો મનુષ્યજન્મ વૃથા છે. સ્નેહની ઉંડાઈ, મનુષ્ય હૃદયની મધુરતા, સ્ત્રી જાતિની પતિવ્રતા તે કંઇ જાણતો નથી. મિત્રો ઉપર સ્નેહ કરેછે, પુત્ર કન્યા ઉપર સ્નેહ દેખાડે છે, જીવનસહચરી સ્ત્રી ઉપર સ્નેહ કરેછે, પરન્તુ માના જેવો પવિત્ર સ્નેહ કોનો છે? આટલો સ્નેહ કોનો છે ? પરન્તુ કેવું ભોળું મન છે એક

વાત કહેતાં કહેતાં બીજી એક વાત કહેવા લાગ્યો.—

સર્વદા મનની ઇચ્છા છે કે; તમે સારા રહો, તમે સુખમાં રહો, અને હું તમારી પાસે રહું. તમે સુખમાં રહો, તમે સારા રહો અને હું તે જોવા માટે તમારી પાંસે રહું. તમારા સુખમાં હું સુખી છું, આ કહેવું કાનમાં કહેવાને માટે હું તમારી પાસે રહું. તમે જરૂર સારા છો, તમે જરૂર સુખમાં છો, કેમકે તમે જ્યાં ગયા છો, ત્યાં કોઇ પણ કોઈ કાલે દુઃખના સમાચાર જાણતા નથી; અથવા જાણો છો કે નહિ, તે હું જાણતો નથી–કેમ કે તે અપરિજ્ઞાન અનાવિષ્કૃત દેશમાં જે એકવાર જાય છે, તે પાછો આવતો નથી.* પરન્તુ દુઃખદાયક એ છે કે હું તમારી પાસે રહી શકતો નથી. વળી દુઃખદાયક એ છે કે, તમારાથી જૂદા પડ્યા છતાં પણ જીવતો રહેલો છું.

હાય! હું શામાટે માનવ થયો, તે માનવી શામાટે થઈ? આ સરોવરના કિનારા ઉપરના બે જણા ઝાડો શામાટે ન થયા? બેના ભાવથી બેઉ નિમગ્ન થઈને

---

* The undiscovered country, from whose bower
No traveller returns.
—Shakespeare Hamlet's Solilogu

પાંતરાં એકમેકને લાગ્યાં છે, ડાળીઓ એકમેકને લાગી છે, બન્નેના સ્કંધમાં બેઉએ માથાં મૂકીને નિર્જનમાં એકમેકને ધક્કો મારે છે. એકમેકનું ગલું પકડીને, હલીને સરોવરના સ્વચ્છ પાણીમાં બન્ને મુખ જોત. મારૂં મુખ-પ્રતિબિમ્બ તમે જોત અને તમારૂં મુખપ્રતિબિમ્બ હું જોત અને હાલત. મારા નવા ફુટેલા પુષ્પોથી દિવસના સૂર્યકિરણના સુવર્ણસૂત્રમાં, રાતના ચન્દ્રના રૂપાના વાળાથી માળા ગુથીને તમારા ગળામાં પહેરાવત, અને માથું લંબાવીને તમારો ફૂલનો હાર હું મારા ગળામાં પહેરત. તમારા સૌન્દર્યમાં હું પોતે સજીને, મારા સા-જમાં તમને સજાવીને એકમેકનાં શરીર ઉપાડીને પ્રેમનો વિસ્તાર કરત. પુનેમની રાત્રિએ જ્યોત્સ્ના પકડીને બે જણા જ્યોત્સ્નામાં રમત મુઠો ભરીને જ્યોત્સ્ના ધરીને હસ્તો હસ્તો હું ફેંકત, હસ્તો હસ્તો લઢત; વળી તે-નાથી વધારે તમે હસ્તા હસ્તા નાખત, તેનાથી વધારે હું હસ્તો હસ્તો તે પકડત. ચન્દ્રવિનાની રાત્રે, ક્ષીણ તારાના પ્રકાશમાં, હીરાથી જડેલાં આકાશમાં, મનમાં સુખસ્મૃતિની પેઠે સ્મૃતિમાં સુખના સ્વપ્નાની પેઠે, સુખસ્વપ્નામાં તે ચન્દ્રસુખની પેઠે, અજવાળાના ઢાંક-ણમાં મુખ ઢાંકીને, ભાવવેગથી સુખના અધિકપણાથી

આંખ મીચીને હાલ્યાચાલ્યા વિનાનો થઈને બે જણા બેસી રહેત. આટલા ઉલ્લાસમાં, આટલા આનન્દમાં, આટલા સુખકાનમાં પાપી પવન જો હાય હાય કરતો આવત; તો આમ કહેત કે સંસારમાં કોઈ કોઈનું સારૂં જોવા ચાહતા નથી. આ જગત્ પદ્ધતિ, જે નિયમથી વિશ્વબ્રહ્માંડ ચાલે છે–તે જોઈ શકતા નથી, બીજો કોણ જોય? આ દુરન્ત નિયમ જો કોઈ ચૈતન સત્વાથી ચાલતો હોય તો આ ઘણોજ હસવાનો વિષય નથી; જગત્માં જે ચૈતન્ય છે તે તો પ્રત્યક્ષ જોઉં છું. જો સન્દેહ કરો તો આ સન્દેહજ આનું પ્રમાણ છે. ત્યારે તે ચૈતન્યનું ભૌક્તિક સંયોગથી ઉત્પન્નનું પરમાણુના વિજ્ઞાનિક પ્રમાણ જ્યાંસુધી આપવામાં ન આવે, ત્યાંસુધી પ્રકૃતિ નિરાક્ષેપ પુરૂષનું અસ્તિત્વ માનવું એ વિજ્ઞાનાનુમોદિત છે. ત્યારે તે ચૈતન્યનો સૃષ્ટિકર્તૃત્વમાં જરૂર સન્દેહ થઈ શકે છે. પરન્તુ ચૈતન્ય જે છે, તે તો પૂછવું પડે એમ નથી, તેમાં તો હવે સન્દેહ થઇ શકતો નથી, તેથી ચૈતન્ય છે, એવું કબૂલ કર્યાથી તેમાં દોષ જણાતો નથી. હવે આ નિયમ જો કોઇ સચૈતનની સત્ત્વાને આધારે હોય તો શું તે જોઈ શકતો નહિ હોય, તેના શિવાય બીજો કોણ જોઈ શકે? તેથીજ મનના દુઃખથી કહેતો હતો આકે-

ટલા સુખના સમયમાં, આવા અમૃતના સરોવરમાં નાહવાની વેળાયે પવન આવીને જો ગાત, હાય હાય–તો બેઉ જણા માથું હલાવીને એકતાનથી એક લુટથી એક રાગથી રાગ મેળવીને બે ગલાને એક કરીને સર સર સર કહેત; આટલા સુખમાં, આટલા ઉત્સવમાં, આટલા આનન્દમાં, ફક્ત મોઢે હાય હાયના શિવાય બીજું કંઈજ બોલવું થાત નહિ–જા, જા, જા, પરન્તુ એવું શું પુણ્ય કર્યું છે કે આટલું સુખ આ ખરાબ અરષ્ટમાં આવે.

આ સંસારમાં કોણ એવો નસીબ લઈને આવ્યો છે તે કંઈ સમજાતું નથી. સુખમાં સર્વ એક સરખા હિસ્સેદાર છે પરન્તુ સુખ ઘણુંજ થોડું આ જગત્માં છે. સુખ એક માણસ પણ નથી–પેલો મારથી દુઃખ પામે છે, આ પરિતૃપ્તિ વીછીના દંખમાં દુઃખી છે સર્વના જૂદા જૂદા માર્ગ છે, પરન્તુ જ્યાં સર્વે માર્ગ આવીને મળ્યા છે, ત્યાં કેવળ કારાગર છે. આંખમાં પાણી છે, વળી હૃદયમાં લોહી છે. ગમે તે માર્ગે જાય પણ એક દિવસે સર્વને ત્યાં આવીને મળવું પડશે. સર્વ અભિલાષનું, સર્વ આકાંક્ષાનું, સર્વ ઇચ્છાનું ફળ કેવળ હાહાકાર છે. જુઓ ભાઈ, આ સંસારમાં કંઇજ નથી. ધન કહો, જન કહો, સહાય કહો, સંપત્તિ કહો, પદ કહો,

મર્યાદા કહો, વિદ્યા કહો; ખ્યાતિ કહો, સર્વ મિથ્યા છે. મનની આગ કોઈ રીતે હોલાતી નથી. સુખ તૃષ્ણામાં, દૂરથી જેને સ્વચ્છ સરોવર તરીકે જણાય છે, આગળ જઈને જોવામાં આવે તો તે સરોવર નથી;—સંસાર મરૂભૂમિમાં કલ્પનાના કિરણથી બનેલી મરીચિકા માત્ર છે.

---

## સ્મશાનમાં.

અહિંઆં આવ્યાથી બધા એક સરખા થઈ જાયછે. પંડિત મૂર્ખ, ગરીબ ધનવાન્, સુન્દર, કુત્સિત, મોટા નાના, બ્રાહ્મણ, શૂદ્ર, અંગ્રેજ, ગુજરાતી, અહિં આવ્યાથી સર્વ એક સરખા થઈ જાયછે. નૈસર્ગિક, અનૈસર્ગિક અહિં તિરોહિત થાયછે. ગમે તો શાકયસિંહ કહો કે શંકરાચાર્ય, ઇશુખ્રિસ્ત કહો કે રૂસો કહો, રાજારામ મોહનરાય કહો, પરન્તુ એવો કોઈ સામ્ય સ્થાપનાર આ દુનિયામાં બીજો નથી. આ બજારમાં સર્વની એકજ કીંમત છે—અતિમહત્ અને અતિશૂદ્ર, મહાકવિ કાલિદાસ ને આજના કવિશ્વરોમાં ખપાતા બે બદામના કવિઓ એકજ કીંમતે વેચાય છે. તેથી જ કહું છું કે આ ઠેકાણું અર્થભાવ પૂર્ણ છે—આ સ્થલ સદુપદેશથી ભૂલે છે—આ સ્થલ પવિત્ર છે.

અહિં બેસીને જરા વિચાર કરી શકવાથી, મનુષ્ય-મહત્વનું અસારપણુ સમજી શકાયછે, તેથી અહંકારના ચૂરેચૂરા થઈ જાયછે, આત્માદર સંકુચિત થાયછે સ્વાર્થપણાની નીચતા સમજવામાં શક્તિવાન્ થવાય છે. ગમે તો આજે હો કે દશ દિવસપછી હો અથવા ત્યારપછી હો, સર્વને આવીને આ સ્મશાનની માટી થવું પડશે. જે ઘણા વીર્યપણાથી તથા મોટા અહંકારથી પૃથ્વીમાં મારા જેવો બીજો કોઇ નથી એવું કહીને રોતા હતા તે પણ આ માટીમાં મળી ગયા છે તો તમે અને હું તે શા બીસાતમાં? જેણે પોતાના અભિમાનથી યૂરોપના વિદ્વાનોની આગળ અહંકારની સાથે કર માંગ્યો હતો* તે પણ માટીમાં મળી ગયો છે તો તમે અને હું તે શા બીસાતમાં ? તે દહાડે જે ચિન્તા શક્તિએ ઈશ્વરને પોતાના કામ કરવામાં અશક્ત તરીકે કહેવાની હિમ્મત કરી હતી, †તે પણ માટીમાં મળી ગયો છે તો તમે અને હું તે શા લેખામાં? જે રૂપની આગમાં પુષ્કળો બલ્યા છે, જે સૌન્દર્યે તરંગમાં વિપુલ રાવણવંશ તણાઇ ગયો, જે લાવણ્યરજ્જુમાં જુ-

---

* See Lewes History of Philosophy August Comte.

† T. S. Mill's Three Essays on Religion.

લિયસ્ સિઝરને બંધાવું પડચું હતું, જે પવિત્ર સૌકુમાર્યથી પાપી હૃદયમાં કાલાનલ બળ્યું હતું, તે સુન્દરી, તે દેવી, તે વિલાસવતી, તે અનિર્વચનીયા આ માટીમાં ભળી ગઈ છે તો તમે અને હું તે શી ગણુતરીમાં? કેટલા દહાડાને માટે સંસાર છે? કેટલા દિવસને માટે જીવત છે? આ નદી પટમાંના જળબિંબની પેઠે છે, જે હવામાં જાયછે તે હવામાંજ મળી જાયછે. આજે અહંકારમાં મત્ત થઇને એક માણસ પોતાના ભાઇને પગ નીચે ખુંદે છે પરન્તુ કાલે એવો દિવસ આવી શકશે કે તેને શિયાળ કુતરાના પગ નીચે છુંદવામાં આવ્યા છતાં કોઇપણ તેને છોડાવવા જશે નહિ. ત્યારે શામાટે અહંકારી થાવ છો? શાને માટે અહંકાર કરો છો? આ અનન્ત વિશ્વમાં હું વળી કોણ–હું કેટલો–હું કોણ? આ માટીના પુતળામાં અહંકાર શોભતો નથી. તેથી જ કહેતો હતો કે આ સ્થલ મનમાં આવ્યાથી સર્વ અહંકાર–વિદ્યાનો અહંકાર, શેઠાઇનો અહંકાર, ધનનો અહંકાર, સૌન્દર્યનો અહંકાર, બુદ્ધિનો અહંકાર, પ્રતિભાનો અહંકાર, શક્તિનો અહંકાર, અહંકારનો અહંકાર–સર્વ અહંકારના ચૂરેચૂરા થઈ જાયછે. સાંભળ્યું છે કે સ્વર્ગમાં કંઇ ફરક નથી–ઈશ્વરની આંખે સર્વ એક

સરખા છે. સ્વર્ગ એ શું છે તે હું જાણતો નથી–કદી પણ મેં જોયું નથી, કદાચિત્ તે કદી જણાશે પણ નહિ. પરન્તુ સ્મશાન ભૂમિનો આ ઉપદેશ છે જીવન્ત આ સ્થલ સ્વર્ગના કરતાં પણ મોટું છે. આ સ્થાન પવિત્ર છે.

વળી સ્વાર્થપરતા પણ તેની આગળ નાનો જણાય છે. સામે અસીમ પાણી અનન્ત પ્રવાહમાં પ્રવાહિત થાય છે. પગ નીચે વિપુલ ધરિત્રી પડેલી છે. માથાઉપર, અનન્ત આકાશ ફેલાયલું છે. તેમાં અસંખ્ય સૌરમંડલ, અગણનીય નાક્ષત્રિક જગત્ નાચતા ફરે છે; સંખ્યાબંધ ધૂમકેતુ દોડાદોડી કરે છે. અન્દર અનંત દુઃખ શાંતસાગર પ્રમાણે મદમત્ત માતંગ પ્રમાણે ફરે છે. જે તરફ નજર ફેંકીએ તે તરફ અનંત– હું કેટલો નાનો છું–કેટલો સામાન્ય છું? આ સામાન્યને, આ શૂદ્રને અને શૂદ્રથી શૂદ્રને માટે કેટલો યત્ન, કેટલી ગડબડ, કેટલાં પાપ છે! ઘણા શરમના વિષય છે. તે કેન્દ્ર ને કેન્દ્ર કરીને જે જીવન ગયું છે તેનું વળી મહાન્પણું ક્યાં? પરંતુ તમે અને હું તો નાના હોવા છતાં પણ મનુષ્ય જાતિ નાની હતી. એક એક માણસને લઇનેજ મનુષ્યજાતિ થઇ છે, તે હું કબૂલ કરૂં છું, પરંતુ જાતિમાત્ર જ મહત્ છે. ટીપું ટીપું પાણી લઈને સમુદ્ર થયો

છે, કણી કણી વરાળ લઈને મેઘ થયો છે, કણી કણી રેતી લઇને મરુભૂમિ થઈ છે, નાનાં નાનાં નક્ષત્રો લઇને છાયાપથ થયો છે; પરમાણુ લઇને આ અનંત વિશ્વ થયું છે. એકતા જ મહત્વ છે મનુષ્ય જાતિ મહત્ છે. મહત્ કાર્યમાં આત્મસર્પણ કરવામાં મહત્વ છે. હું કબુલ કરૂં છું કે માણસમાત્રની પેઠે જાતિમાત્રનો પણ નાશ છે. એવું પ્રમાણ મલે છે કે આજ પર્યન્ત ઘણીક પ્રાચીન જાતિ પૃથ્વીમાંથી લુપ્ત થઈ છે અને ઘણીક નવી જાતિની ઉત્પત્તિ થઈ છે. પરંતુ તેથી તેમાં તારી શી નુકશાની? જે દહાડે મનુષ્ય જાતિનો લોપ થશે, તે દિવસે હું તે જોવા રહીશ નહિ, કેમકે હું પણ માણસ—માણસજાતિની અંદર છું. પરંતુ, જે બોલવા ઇચ્છતો હતો તે ભૂલી ગયો.—

અહિં આવ્યાથી સર્વ વસ્તુની સમાધિ થાય છે. સારૂં નરતું; સત્ અસત્ સર્વે આ રસ્તાથી સંસારને છોડીને જાયછે. આ સુખની જગા છે. અહિંઆં સૂવાથી શોકતાપ જાય છે, જ્વાલા યંત્રણા જતી રહે છે, સર્વ જાતનું દુઃખ દૂર થાય છે—અધ્યાત્મિક, અધિભૌતિક, અધિદૈવિક સર્વ દુઃખ દૂર થાય છે* વળી એ પણ કહું છું. આ દુઃખનું

* દુઃખ ત્રણ પ્રકારનાં છે;—આધ્યાત્મિક, આધિભૌતિક, આ

સ્થલ છે. અહિં જે આગ બળે છે તે, આખા જન્મમાં હોતી નથી. તેમાં સૌન્દર્ય બળે છે, પ્રેમ બળે છે, સરળતા સલગે છે, તેમાં કોમળતા સળગે છે, પવિત્રતા બળે છે, જે બળવાના જેવું નથી તે પણ બળે છે અને તેની જોડે બીજાની આશા, ઉત્સાહ, પ્રફુલ્લતા, સુખ, ઉચ્ચાભિલાષ, માયા સર્વ તૃપ્ત થાય છે. તેથીજ કહું છું કે આ સ્થલ સુખનેમાટે છે ખરૂં, તેમજ દુઃખકારક છે ખરૂં—જે ચાલ્યો જાય છે તેને સુખ છે. ને રહે છે તેને દુઃખ છે. આ સંસારને આવો નિયમ છે—સર્વ સારૂં છે, સર્વ ખરાબ છે. ફૂલમાં સુગંધ છે તેમ કાંટા પણ છે. મધમાં મીઠાસ છે તેમજ તુરાપણું પણ છે; સૂર્યનાં

ધિદૈવિક. આધ્યાત્મિક દુઃખ વળી બે ભાગમાં વહેંચાયલું છે; શારીર અને માનસ વાતપિત્તશ્લેષ્માના ફેરફારને લીધે જે દુઃખ (એટલે રોગ વગેરે) થાયછે તેનું નામ શારીરદુઃખ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષા, વિષાદ અને વિષય વિશેષના અદર્શનનેલીધે જે દુઃખ થાય છે, તેનું નામ માનસદુઃખ છે. બેઉ જાતનાં આ દુઃખો અંદરથી ઉત્પન્ન થાય છે તેથી એઓને આધ્યાત્મિક દુઃખ તરીકે લેખ્યાં છે. બહારના કારણથી થતાં દુઃખ પણ બે જાતનાં છે,—આધિભૌતિક અને આધિદૈવિક મનુષ્ય, પશુ, પક્ષી, સાપ અને સ્થાવરનેલીધે જે દુઃખ થાય તેને આધિભૌતિક કહે છે. ઝાડ, રાક્ષસ, વિનાયક અને ગ્રહાવેશથી જે દુઃખ થાય છે તેનું નામ આધિદૈવિક દુઃખ છે.—સાંખ્યતત્વ કૌમુદી.

કિરણમાં પ્રફુલ્લતા છે તેમ રોગનાં કારણો પણ છે* સ્ત્રીની આંખમાં સૌન્દર્ય છે તેમજ સર્વ નાશ કરવાની શક્તિ પણ છે; રમણીય હ્દયમાં પ્રેમ છે તેમજ પ્રતારણા પણ છે, ધનથી હુકુમતની તથા શક્તિની વૃદ્ધિ થાય છે પણ તેથી યૌવન નિર્વાચનમાં હરકત થાય છે.†

---

* Sunstroke. See Tanner's Practice of Medicine Vol. I. p. 375.

† The Grecian host, Theognis, who lived 550 B. C. clearly saw, that wealth often checks the proper action of sexual selection. He thus writes :—

But in the daily matches that we make,
The price is everything; for money's sake,
Men marry; women are in marriage given.
The churl or ruffian, that in wealth has thriven,
May match his offspring with the proudest race:
This everything is mixed, noble and base!
If then in outward manner, form, and mind,
You find us a degraded, motley kind,

જગત્‌માં ક્યાં પણ નિર્દોષપણું જોવામાં આવતું નથી, સર્વમાં સારૂં નરસું ભળેલું છે. તેથી પ્રકૃતિ જોઈને જે કંઈ સમજાય છે, તેના ઉપરથી જણાય છે કે, આ પરિદૃશ્યમાન વિશ્વનો જે આદિકારણ છે તે પણ સારા નરસામાં મળેલો છે, અથવા બે શક્તિથી આ જગત્ ઉત્પન્ન થયલું છે–તે શક્તિ, એક સારી છે અને બીજી ખરાબ છે; એક સ્નેહ છે અને બીજો તિરસ્કાર છે, એક અનુરાગ છે બીજો વિરાગ છે, એક ખેંચાણ અને બીજી ત્યાગ છે.* પરન્તુ શું કહેતાં કહેતાં શું બોલું છું.—

આ સંસાર એક મોટી શ્મશાનભૂમિ છે. સર્વદા વહેતો કાલ સ્રોત છે, દિવસે દિવસે, ઘડિયે ઘડિયે, પલે પલે સર્વને ખેચીને વિસ્મૃતિના તલીયે નાખે છે. થોડી

---

Wonder no more my friend? the cause is plain,
And to lament the consequence is vain."

See Darwin's Descent of man Part I Chapter II Also part III Chapter XX. યૌનનિર્વાચન—Saxual Selection.

* Attraction and Resistance of matter. This theory originted with Laplace it has been ex: pounded by Herbert Spencer.

વાર પહેલાં જે જોયું હતું ત્યારપછીના પલમાં તે જ-ણાતું નથી—પ્રાણ આપ્યા છતાં તે પાછું આવતું નથી. હમણા જે રહેલું છે પછી તે રહેશે નહિ, અખિલ સં-સાર શોધી વળો કયાં પણ તે મળશે નહિ. કયાં જશે, ક્યાં જાય છે તે તમે જેટલું જાણો છો, તેટલું હું પણ જાણું છું, અને તમે અને હું જે જાણીએ છીએ તેનાથી વધારે કોઈ જાણતા નથી. સર્વ જાય છે કોઈ રહેનાર નથી—ફક્ત કીર્તિજ રહે છે. કીર્તિ અક્ષય છે, કાલિદાસ ગયો છે તેની શકુન્તલા છે. શેકસપિયર ચાલ્યો ગયો છે પણ તેણે લખેલી હેમલેટ છે. વાશિંગટન ગયો છે પણ અમેરિકામાં સ્વતંત્રાની ધ્વજા હજી પણ ઉડે છે. રૂસો મરણ પામ્યો છે પણ સામ્યના શંખનો આજે પણ પૃથ્વીમાં અવાજ થાય છે. તેથી કીર્તિ રહે છે, અ-જસ પણ રહે છે. લોકોનું સારૂં નરતું લોકોની જોડે ચાલ્યું જાય છે; કીર્તિ અને અપકીર્તિ જગત્માં ફરે છે. વાશિંગ્ટનનો સ્વદેશ પ્રેમ તેની જોડે ચાલ્યો ગયો છે, શેકસપિયરનો ચરિત્રદોષ પણ તેની સાથે જતો રહ્યો છે. પણ તેઓએ લોકોનું જે ભલું કર્યું હતું તેનો સુગંધ દહાડે દહાડે વધે છે. તેથીજ કહું છું કે સારૂં નરતું ચાલ્યું જશે પરન્તુ જે ભલું કરેલું તે રહી જશે. આ જગત્નો સાર પદાર્થ છે—ધર્મનો મૂળ પાયો છે—પુણ્યની સોનાની પાયરી છે. પરન્તુ શું બોલવા જતો હતો?—

આ સંસાર એક મહાશ્મશાન છે. જે ચિતાનલ એ-માંથી ગર્જે છે તેમાં સળગે નહિ એવો કોઈ પદાર્થ નથી. જડ પ્રકૃતિ કોઈના પણ મોં સામું જોતી નથી, જે સામે દેખાય છે તેને બાલીને એક સરખી બાળતી બાળતી, એક સરખી હસતી હસતી ચાલી જાય છે. પેલાં નક્ષત્રો અંધકારમાં ઝળકે છે, એ સર્વ આ વિશ્વવ્યાપિ મહા આગના તણખા માત્ર છે. આ સંસારમાં કેઈ જગાએ આગ નથી? નિર્મળ ચંદ્રિકામાં, પ્રફુલ્લ મલ્લિકામાં, કોકિલના સ્વરમાં, પુષ્પના સુગંધમાં, મૃદુલ પવનમાં, પક્ષીના માળામાં, રમણીના મુખમાં, પુરૂષની છાતીમાં કઈ જગાએ આગ નથી? શાથી માણસ બળતો નથી? પ્રેમથી બલવું પ્રેમ કરશોના, તોડતાં બળવું પડશે. પુત્ર કન્યા નહિ હોવાથી ગૃહ શૂન્ય લઈને બળવું પડશે, હોવાથી પણ સંસારજ્વાલાથી બળવું પડશે. ફક્ત મનુષ્યજ નહિ, સઘળા પ્રાણીઓ બળે છે. પ્રકૃતિ નિર્વાચનમાં બળે છે, યૌવન નિર્વાચનમાં બળે છે, સામાજિક નિર્વાચનમાં બળે છે, એકમેકના જુલમથી બળે છે. કોણ બળતો નથી? આ સંસારમાં આવીને સુસ્થ મનથી, અક્ષત શરીરથી કોણ ગયેલો છે? વળી દુઃખના ઉપર દુઃખ એ છે કે, આ પાપી સંસારમાં સત્હૃદયતા

નથી, સહાનુભૂતિ નથી, કરૂણા નથી, આ અનન્ત જીવો, મહાઅગ્નિમાં બળે છે,—જડ પ્રકૃતિ ફક્ત મશ્કરી કરેછે. ચંદ્રના સદા હસ્તા મોંપર કદી શું વિષાદનું ચિન્હ જોવામાં આવ્યું છે? નક્ષત્રોના હસવાનાં મૃદુ કંપનમાં કદી પણ વધતું ઓછું જોવામાં આવ્યું છે? કલ્લોલિની (એટલે નદી) ના કલકલના અવાજમાં કદી શું તાલ ભંગ થયલો જોયો છે? હું બળું છું—પરન્તુ પેલાં ઝાડો તાળીઓ પાડીને નાચે છે. પેલો હવાનો હસવાનો અવાજ સાંભળો—હો—હો—હો.

હાય આવી રીતે કેટલા દિવસ સુધી બળીશ? ક્યારે આ દુઃખનો અન્ત આવશે? હવે શું કદી તમને મેળવી શકીશ નહિ? આજે હોય કે કાલે હોય ચાહે તો દશ દહાડા પછી હોય, ગમે તો જન્મજન્માંતરમાં હોય, યુગયુગાન્તરમાં હોય—હવે શું કદી પણ તમને મેળવી શકીશ નહિ? પાળીશ નહિ તોપણ શું ભૂલી શકીશ નહિ.

મનમાં એક પ્રકારનો વિશ્વાસ છે કે જે દહાડે આ રેતીના બીછાનામાં આખરનો સૂઈશ, તે દહાડે કદાચિત્ તેને ભૂલી શકીશ. કદાચિત્ આ સંચાનો વાયુ બંધ થશે—કદાચિત્ આ અગ્નિ તાઢો થશે—કદાચિત્ તેને ભૂલીશ. આવો વિશ્વાસ હોવાથી વખતો વખત મરવાની ઇચ્છા થાય

છે. વળી એ પણ કહું છું કે, તેને ભૂલવું પડશે તેથી તેની સાથનો સંબંધ તુટશે, આવો વિશ્વાસ છે તેથીજ મરી શકતો નથી. આ જન્મની ઇચ્છા એ છે કે જે આંખથી બહાર થયલી છે, તે પણ જાણું છું પરન્તુ અન્તરના અન્તરમાં તો તે જાગૃત છે તે જે સ્થલમાં છે તે સ્થલ પવિત્ર–તે મન્દિર ઇચ્છા કરીને શામાટે ભાંઝું? તે શું પ્રાણથી ભાંગવામાં આવે? તે જ્યાંસુધી વિચારનો વિષય છે, તે જ્યારે મારો એક વિચાર છે, ત્યારે તે વિચાર કાયમ રહો. ઘણું દુઃખ પડે છે પણ શુ કરૂં? તેને માટે જો દુઃખ સહન કરી નહિ શકું તો મનુષ્યજન્મને ધિક પડો!—આ નકામા પ્રેમને ધિક પડો! આ પ્રાણને ધિક્કાર પડો! પ્રેમને ધિક પડો! પરન્તુ—

કદાચિત્ ફરી તેને મેળવીશ, કદાચિત્ પરલોકમાં તે અને હું એક થશું, જાગ્રત ફેરફારના સંબંધથી કદાચિત્ તે માટીમાં આ માટી એકત્ર મળે તે વર–વધૂના પરમાણુની જોડે, આ બળેલી માટીના પરમાણુનો સંગમ થઈ શકે? બે શરીરના રહેલા ઉપકરણો પાછા એકઠા થઈને નવી એક સત્તા ઉત્પન્ન થઇ શકે તેથીજ કહું છું કે પરલોકમાં તેનો અને મારો પાછો મેળાપ થઈને એક થાવું. બુમબુમ્ ભોળાનાથ! તેમાં અને મારામાં–પ્રાણનો જે પ્રાણ,

જીવનો જે જીવ, આંખનો જે આંખ, હૃદયનો જે હૃદય, તેમાં અને મારામાં–સંસારની જે જાળ, જીવનનો જે ઢાળ, ગૃહની જે આકર્ષણી શક્તિ, મારૂં જે તે છે, તેમાં અને મારામાં–સંસારાન્ધકારમાં જે ચાંદો, જીવન મરૂભૂમિમાં જે નાના છોડ, ભવસાગરમાં જે નાવ, જીવનના માર્ગમાં જે ધર્મશાળા, તેમાં અને મારામાં–પૃથ્વીનો જે સાર, સ્વર્ગનો જે નમુનો, આ લોકમાં જે સર્વસ્વ, પરલોકમાં જે તે સર્વથી વધારે, તેમાં અને મારામાં ગૃહકુંજની તે સુખની વેલ, ચિન્તાસરોવરનું તે પ્રફુલ્લકમલ, આશાવેલનો તે આશ્રયઝાડ, તેમાં અને મારામાં સંસાર પ્રવાસની સ્નેહમયી સોબતણ, જીવનમરૂભૂમિનો તે શીતલ સરોવર, ભૂત ભવિષ્યના અંધકારનો તે ઉજ્વલ તારો, હૃદયના બગીચાનું તે ફુટેલું પુષ્પ, તેમાં અને મારામાં–આશામાં જે વિશ્વાસ, માયામાં જે મોહ, પ્રેમમાં જે કવિત્વ, દુઃખમાં જે સાન્ત્વના, સુખમાં જે તે, તેમાં અને મારામાં કદાચ પાછો મેલાપ થાય. તે મરીને માટી થઈ છે, હું મરીને માટી થઈશ,–બે માટી એક થશે. મારા શરીરના પરમાણુમાં, તેના શરીરના પરમાણુમાં મેલાપ થશે તેમાં અને મારામાં એક થઈને એક નવો પદાર્થ ઉત્પન્ન

થશે. જે થશે તે ખરાબ વસ્તુ કદાચ થઈ શકે, પરન્તુ કેવું સુખનું મળવું થશે! કેવું સુખનો મેલાપ! પ્રેમની તે પ્રેમી, ચાહાવાની તે ચાહીની, ભૂતકાલના કોમલાકાશની તે ઇન્દ્રધનુષ્, વર્ત્તમાનના અંધકાર ગગનની તે વીજળી–કેવું પ્રફુલ્લ મિલન! બે જણાઓ એક થઇને એક નવી સત્વા થશે, કેવું સુખનું મળવું! જીવના દેહાન્તર પ્રાપ્તિમાં કિયો મૂર્ખ સન્દેહ કરે? આત્માનું શરીર પરસ્પરાવસ્થાનું કેમ અસંભવ છે? આત્મા શું છે? શરીરયંત્રની ગતિ માત્ર છે. તેથીજ કહું છું કે શરીરમાંના પ્રત્યેક પરમાણુ આત્મા છે* દેહવિશેષના મેલવાના અણુથી દેહની સૃષ્ટિ થવી એ કંઈ આશ્ચર્ય નથી. પરન્તુ શું કહેવા જતો હતો અને શું બોલું છું.—

તે ફરી આવી શકે. જગત્‌ની માધુરી હરણ કરીને

---

* હાર્બેટ સ્પેનસર કહે છે કે, અને હું પણ પ્રત્યક્ષ જોવું છું કે, એક નાના ટીપાના વીર્યથી બાળક ઉત્પન્ન થાય છે, અને તે વીર્યબિંદુથી ઉત્પન્ન થયલો છોકરો પિતાના રોગ, પિતાની પ્રકૃતિ, પિતાના દોષગુણ મેળવે છે. સર ગાલ્ટને પોતાના Herediditary Cenius'નામના પુસ્તકમાં સિદ્ધ કર્યું છે કે જ્યાંસુધી પિતાની આગળથી મળે છે તેથી એ કબૂલ કરવું પડે છે કે વીર્યબિંદુમાંથી પિતાની માનસિક અને શારીરિક પ્રકૃતિજ છે.

ગઈ છે, હૃદયના પડોમાં આગ શળગાવીને, સુન્દર સંસારને રાખ કરીને, સુખના પાત્રમાં ઝેર નાખીને, અન્તરમાં બહારમાં નિરાશા ચોપડીને જે નાસી ગઈ છે તે ફરી આવી શકશે. પરન્તુ હું શું ઘેલો થયો છું? ક્યાં તે છે? અને હું કયાં છું? કયાં તે પ્રેમ? ક્યાં તે સુન્દર સંસાર? કયાં તે સર્વદા પ્રેમથી ઉછળતું હૈયું? હાય! શામાટે મર્યો નહિ? આંખમાં ધુળ નાખીને તે જ્યારે નાશી ગઈ, ત્યારે કેમ તેની પછવાડે દોડયો નહિ? જ્યારે મૃત્યુની ભયંકર છાયા તે મુખ ઉપર લાગી હતી, ત્યારે કેમ ઝેર ન ખાધું? પેલી જે ચિતા, નૈશાન્ધકારને બાળીને ભાગીરથીના કિનારાને પ્રકાશ આપીને બળતી હતી, શામાટે તેમાં સૂતો નહિ? તે સુન્દર શરીરનાં બળેલાં હાડકાં જ્યારે કઠણ છાતી કરીને નદીમાં નાંખી દીધાં ત્યારે તેની જોડે શામાટે કુદી પડયો નહિ? શામાટે ઈન્ધનમાં પ્રાણ ત્યાગ કર્યો નહિ?

હૃદય વ્યાકુલ થયું, આંખોમાં અંધારાં આવ્યાં, દુઃખિ અવાજે, ઉદ્‌ભ્રાન્ત ભાવથી બોલ્યો—“પ્રાણાધિકે, કયાં તમે છો? મારા અન્તરનો પ્રકાશ, મારા બહારના અન્તર, મારા આંખનો તારો, મારૂં સર્વસ્વ જીવન સર્વસ્વ તમે કયાં છો?” બીજે પારથી કઠોર પ્રતિધ્વનિ કઠોર

સ્વરથી તરત મુખની ઉપર બોલ્યો—"હવે ક્યાં"* આકાશમાં તે કઠોર સ્વર નાચતાં નાચતાં બોલ્યો, "હવે ક્યાં છે" ફરીથી તે કઠોર સ્વર મળતો મળતો બોલાવ્યો—"હવે ક્યાં છે." તેથી આશ્ચર્યે પામ્યો. એક પળને માટે અન્તર્જગતનું અસ્તિત્વ લોપ થયું. હાય! પ્રતિધ્વનિ સૃજન કરવામાં, શું હતું વિધાતાને કહું.

---

## ઓરડામાં.

તે રામ નથી, તે અયોધ્યા નથી. આ મહાશ્મશાન એક વેળાએ સ્વર્ગનો બગીચો હતો. જેમ નીલાકાશમાં શરદ્નો ચંદ્રમા છે, જેમ ગંગાના પાણીમાં વસન્તની વનશોભા છે, જેમ હોઠોપર રમણીનું મધુર હસવું છે, જેમ સ્ત્રીના કંઠમાં પ્રેમની વાનળીત છે, તેવો આ સં-

---

* Hark to the hurried question of Despair-
Where is my child?—an Echo answers. Where?
—Byron. The Bride of My.

"I came to the place of my birth, and cried, 'The friends of my youth, Where are they?' and an Echo answered, Where are they? From an Atrabic MS. Byron's note on the above couplet.

સારમાં આ ઓરડો એક દિવસે હતો. અહિંઆં એક દિવસે કેટલી સુખની ભરતી હતી, કેટલી આનન્દની લહેરો ઉઠતી હતી, તે હવે યાદ કર્યાથી શું વળનાર છે? જે સમયની વાત કહું છું, તે વેળાએ મને આ સંસાર અમરાવતી તરીકે જણાતો હતો. આ ઓરડો તે અમરાવતીના નન્દનકાનનના જેવો જણાતો હતો. તે નન્દનકાનનમાં એક કલ્પતરૂ હતો, ખીલેલા પારિજાતથી ઘેરાઇને અન્તર બહારને પ્રકાશિત કરી વિરાજતી હતી. અને હું અધમાધમ, તે પારિજાત સૌરભમાં ગુલતાન થતો હતો. તે નન્દનકાનન, તે સુખકુંજ હમણા મારૂં જંગલ થયું છે. જેને લઇને ઘર છે, તે નથી–મારૂં ઘર જંગલ થયું છે. આ જંગલમાં હું સન્યાસી થયો છું કીયું તપ કરૂં, કયો જપ જપું. તે હવે કંઈ સુજતું નથી. મારૂં હૃદય ફૂલોની, નક્ષત્રોની, ગગનની, શ્મશાનની આગળ ભિક્ષા માગતું ફરે છે, તેનું શું વર્ણન કરૂં? હું પોતે જાણું છું, મારૂં મન જાણે છે, અને જે અન્તર્યામી, તેજ જાણે છે તેથી હવે શું કહું? મારા મને સન્યાસ લીધો છે. હવે કંઈ પણ યાદ નથી. તમામ વિષ હતા, હમણા તેમાંનું કંઈજ નથી. મનમાં જે મોટામાં મોટી અભિલાષા હતી, તે મનમાંજ વિલીન થઈ ગઈ. અન્ત-

રમાં જે સર્વ ઇચ્છા હતી, તે સર્વ અન્તરના તાપથી પીગળી ગઈ. હવે આશા રાખી શકતો નથી, તેટલુંજ નહિ. હું મૂર્ખ છું તે હું કબૂલ કરૂં છું; પરન્તુ સંસારમાં મારા કરતાં પણ મહામૂર્ખ ઘણાક છે એવી આશા કરી શકતો નથી તેમ નથી, પરન્તુ આશા કરવાની હવે ઇચ્છા થતી નથી, આશા રાખવામાં હવે પ્રીતિ થતી નથી. સિદ્ધ કરીને શું થશે? બુદ્ધિ લઇને શું કરૂં? શું જોઇશ? કોને દેખાડું? જેનો ભાગ લેવાને કોઇ નથી, તેમાં શું પ્રયોજન? ધન કોને માટે કમાવું? કોને માટે જ્ઞાનની વૃદ્ધિ કરૂં? કોને માટે યશ મેળવું? કોને માટે સંસારધર્મ બજાવું? કોણ મારો છે? આ જગત્ સંસારમાં મારો કોણ છે? હું એકલો છું. આ વિપુલ સંસારમાં, આ અસીમ જીવ સમાકીર્ણ અનન્ત જગત્માં મારૂં કહેવાને કોઇ નથી. તે વાસ્તે કંઇ પણ ઇચ્છા નથી. હમણા કેવળ મૃત્યુની ઇચ્છા છે પરન્તુ મૃત્યુ જેનું મંગળ છે તે મૃત્યુ આવતું નથી. જે સારાં છે તે જતાં રહે છે; જે ખરાબ છે તે પડ્યાં રહે છે. જેના મરણથી દશ માણસો રડે છે તે ચાલ્યા જાય છે, જેને માટે કોઇ રડનારા નથી તે મરતા પણ નથી. પરન્તુ શું બોલવા જતો હતો તે તો ભૂલી ગયો.

મારૂં ઘર નથી, સંસાર ફરી વળ્યો; પરન્તુ જેને લોકો ઘર કરે છે તે તો ક્યાંય જોયું નહિ. જ્યાં ત્યાં રહે, જ્યાં મન પડી રહે છે, બીજું સ્વર્ગસુખ હોવા છતાં જ્યાં જવા માટે પ્રાણ રૂવે છે; આ સંસારમાં જે સ્થળ સ્વર્ગ કરતાં ચઢીયાતું છે—તેવું સ્થલ મેં તો ક્યાં પણ જોયું નહિ. જ્યાં ગયાથી શોક તાપ જાય, જ્વાલાયંત્રણા જતી રહે, સર્વ દુઃખનો અન્ત આવે, સર્વ પાપની શાન્તિ થાય, સર્વ રોગ મટે, સર્વ અંધકાર અન્તર્હિત થાય, સર્વ પ્રકારની આગ હોલવાય; જ્યાં સર્વદા વસન્ત વિરાજમાન છે. ચિરપ્રેમપ્રવાહિણી પ્રવાહિત છે તેવું સ્થલ તો મેં ક્યાં પણ જોયું નહિ. હાય! શું હતો, અને શું થયો? પહેલા કંઈ દુઃખ નહોતું, એવું શા સારૂં કહું છું? દુઃખ કેમ ન રહે?—આ મનુષ્યજન્મજ દુઃખ ભોગવવાને માટે છે. દુઃખ હતું. દુઃખ સર્વદા છે. બાલ્યકાલમાં પણ હતું, એક દિવસે માતાના ખોળામાંથી નાની આંગળીઓ ફેલાવીને આકાશના ચન્દ્રમાને બોલાવતો હતો. મનુષ્યનું હૃદય સર્વદા સૌન્દર્યનું ભીખારી છે; ઉમ્મર વધવાની સાથે રૂચિમાં ફેરફાર થાય છે. ત્યારે ચન્દ્રમાને સર્વ કરતાં સુન્દર જાણતો હતો. તેના કરતાં સુન્દર પદાર્થ પણ

આ સંસારમાં છે તે ત્યાર પછી જોયું, હાથ ઉંચા કરીને આવ આવ કરીને આકાશના ચંદ્રને બોલાવતો હતો. આ સંસારમાં સર્વે બોલાવે છે તે સાંભળતો નથી, તે તો તે વેળાએ જાણતો નહોતો.— બોલાવીને ધારતો હતો કે તે આવશે. આનન્દથી માતાના ખોળામાં બેસીને નાચતો હતો–મહા આનન્દથી બે હાથ મારા પેટપર મારતો હતો, માના મુખ ઉપર મારતો હતો, વાળ પકડીને ખેચતો હતો, મુખ સજડ પકડતો હતો. ત્યાર પછી ફરીને જોતો તો ચન્દ્રમા આવ્યો નહિ, આવતો નથી ત્યારે પાછા નાના નાના હાથથી માના હાથ પકડીને તે હાથ ઉંચા કરીને બોલતો તોપણ આવતો નહોતો. મા બોલાવતી હતી તોપણ આવતો નહોતો. ત્યારે રોતો હતો અને રોતાં રોતાં સૂઈ જતો હતો. કોણ કહેછે કે તે વેળાએ દુઃખ નહોતું. એક દહાડો પાળેલી બીલાડીની જોડે રમવા ગયો હતો, રમતી નહોતી. બેસવા માટે ઘણી વિનંતિ કરતો હતો; વિનંતિ સાંભળતી નહોતી. પુછડી ખેચીને બેસાડવાનો યત્ન કરતો હતો, તોપણ મ્યાઉ મ્યાઉ કરતી જતી રહેતી; તે વેળાએ દુઃખ નહોતું એ કોણ કહેછે? ચોખાના લોભથી એક દહાડે કેટલાક સુન્દર પક્ષીઓ ચોખા

ખાવાને આવતા હતા. રમવાની આશાથી પાસે જતો હતો તેટલામાં પક્ષીઓ ઉડીને નાશી ગયા, એક દિવસે હું પોતે પોતાના મનથી રમતો હતો, મા આવી, ને ખોળામાં લઇને રમત ભાંગી નાખી–તે વેળાએ દુઃખ નહોતું એ કોણ કહે છે? દુઃખ હતું. લાંબા શ્વાસ દેતો. પરન્તુ તે નિશ્વાસ અને હાલના લાંબા શ્વાસમાં ઘણોક ફરક હતો. તે વેળાનો જરા લાંબો શ્વાસ પડ્યાથી હૃદયનો થોડો ભાર ઓછો થતો હતો, હમણા જરા દીર્ઘ નિશ્વાસ પડે છે તો લોહી સૂકાઈ જાય છે, હૃદય યંત્રનો એક તાર તુટી જાય છે, સંસાર બંધનની એક ગાંઠ છુટી થઈ જાય છે. તે વેળાનો દીર્ઘ નિઃશ્વાસ આવી રીતે લોહી પાન કરતું નહોતું.* દુઃખ

---

* All fancy sick she is, and pale of cheer. With sighs of love that cost the fresh blood dear.

Mid Summer Nights Dream.

Might liquid tears or heart offending groans or blood-consuming sighs recall his life, I would be blind with weeping, sick with groans Look pale as primrose with blood-drinking sighs.

Henry VI,

નહોતું તે કોણ કહે છે; પરન્તુ મરણ કેમ થતું નથી, તેથી કદી પણ દુઃખ કરવું પડશે નહિ.

તે દુઃખ ગયું–હવે ધારૂં છું કે તે દુઃખ ગયું–તે દુઃખ ગયું, વળી નવા દુઃખની ઉત્પત્તિ થઈ. એ નવા દુઃખે શું આણ્યું તે ભયાનક વાત હવે કાઢવાનું કંઇ કામ નથી. જે આણ્યો, તે વેલાએ પણ દુઃખ હતું. જોવાની વેલાએ આંખની પાપણો હાલે છે કેમ, આ એક દુઃખ છે. વિદેશમાં શામાટે જાયછે, આ એક દુઃખ છે. વિદેશમાંથી જ્યારે ઘરમાં પાછો ફરે છે, ત્યારે ભૂખ તરસ લાગે છે કેમ, આ એક દુઃખ. બીજાં પણ ઘણાં દુઃખ હતાં. મનુષ્યની કેમ પાખ નથી–સ્પર્શ ચામડી ઉપર ન થતાં છાતીની અન્દર કેમ સ્પર્શ થતો નથી–જે જેને ચાહે છે તે તેની જોડે મળીને એક કેમ થઇ જતો નથી–બીજાં પણ કેટલાં દુઃખો ગયાં–કંઈ સર્વદા રહેતું નથી સર્વ જાય છે; તેમાં ફેર એ છે કે, જેનું નસીબ સારૂં છે, તેનું એકના પછી એક જાય છે, બાકી થોડું થોડું રહે છે, અને મારા જેવા નસીબનો જે બલીયો છે, તેને એક દિવસમાં એક ઘડિમાં એક પલમાં બધું તણાઇ જાયછે. જોતા જોતામાં આશાનું રહેઠાણ, સુખનું મંદિર, પ્રફુલ્લતાની ક્રીડાભૂમિ, જીવનવેલનું આશ્રય ઝાડ, પ્રકૃતિનું રમ્યતમ ચિત્ર,

પ્રાણનું સર્વ કરતાં વધારે પ્યારૂં યત્ન, સર્વ હવામાં ઉડી જાય છે. તે સુખનું દુઃખ પણ ગયું. હાય! તે દુઃખ કેમ ગયું? જો તે ગયું તો હું રહ્યો કેમ? તે દુઃખ ગયું; વળી નવું દુઃખ ઉત્પન્ન થયું. આ નવું દુઃખ કેવું છે, તે આ છાતી ચીરીને જુઓ. દુઃખ નથી એવું કોણ કહે છે? દુઃખ હતું; પરંતુ; હૃદયને આવી રીતે તો અવસાદ તલાવમાં ડુબાડીને પકડતું નહોતું—વિષાદસાગરના ઉપર કાયમ રાખીને, અન્દર આવા તરંગ તો નાંખતો નહોતો.

મનુષ્યના પ્રાણમાં એ સર્વ સહન કરેછે. શક્તિ અવસ્થાગત છે; અથવા શક્તિગત નથી. જે મુખ મલિન જોવાથી એક દહાડો દશદિશાએ શૂન્ય જણાતું હતું, તે મુખ ન જોતાં તો પ્રાણ રહેલો છે, એક પલ જે આંખથી બહાર થવાથી પ્રાણ રહેતો નહોતો, તે સર્વદાને માટે આંખની બહાર થઈ તે તો પ્રાણે સહન કર્યું, તે અમૂલ્ય નિધિમાં જો વંચિત રહે તો તો શાને માટે પ્રાણ છે? શાને માટે સંસાર છે? શાને માટે આ ઘર છે? હિમાલયની એકાગ્ર ગુફામાં બેસીને તે રૂપ ધ્યાન કરીને, તે નામ જપ કરીને, આ જીવત શાસારૂ નહિ ગાળું? હવે ઘરમાં અને અરણ્યમાં શો ભેદ રહેલો છે?

આ દુનિયામાં મારો આશાનો માર્ગ ઇચ્છવાનો બીજો કોઇ નથી—મારા સમાન દુઃખી બીજો કોણ છે? મને આવતો જોઈને, બીજી કોની ઉજ્વલ આંખ વધારે તેજ-વાળી થશે? હવે કોના મધુર હોઠોપર મધુર હસવું ર-મતું જોયાથી છાતીમાં જ્યોત્સ્ના ફુટશે—છાતીમાં વસં-તના પવન વાશે? હવે કોનું કંઠરવ સાંભળ્યાથી ભૂત-ભવિષ્ય ભૂલાઈ જશે? હવે કોના મુખમાંથી તે નવું, હમેશાનું નવું જ્યારે સાંભળવામાં આવે ત્યારે નવું, ઘ-ણીવાર, ઘણા દહાડા સુધી ઘણું કરીને નિત્ય સાંભ-ળતો હતો નિત્ય નવું લાગતું હતું—તે પુરાતન નૂતન, તે આહા કેવું સુન્દર—એક રાજા હતો, તેની બે રાણી? વાર્તા, હવે બીજા કોના મોંએ સાંભળું. આ ધૂળવાળા સંસારને સોનાનો સંસાર તરીકે શું જણાશે? કેવી જે-ની બોલવાની મધુરતા હતી, કેવી જે વક્તા, કેવો જે કંઠરવા, કેવો જે શબ્દસાહારના વીણેલા શબ્દરત્ને, કેવું તે મધુર ગાંભીર્ય, કેવું—શું તે જાણું શું તે મુખમાં તે વાર્તા સાંભળીને વક્તાની કે ભૂલી જવાની ઇચ્છા ઉત્પન્ન થતી હતી. તે વાર્તા તેની પહેલાં ઘણીવાર સાંભળી હતી. બાલ્યકાલથી સાંભળતો આવ્યો હતો પરંતુ તેના મુખપરથી સાંભળવાથી, પ્રત્યેક શબ્દના પ્રત્યેક મા-

ત્રામાં જાણે હૃદયનો દરવાજો ભાંગીને હૃદયની અન્દર પ્રવેશ કરતા હતા. તે વાર્ત્તામાં વિશેષ કવિત્વની ઓળખાણ કંઈ નહોતી, પરંતુ કેવો એક ગુણ હતો, તે કવિત્વમાં પણ જોઇ શકતો નથી. કોઇમાં પણ જોઈ શકતો નથી. તેમાં કેવી એક માધુરી હતી, તે માધુરી ચન્દ્રકરલેખામાં નથી વસન્તના પવનમાં નથી, નદી પારસમાગત પ્રેમસંગીતમાં નથી, કુમારસંભવના ત્રીજા સર્ગમાં નથી, મહાશ્વેતાના પ્રેમમાં નથી–સંસારમાં ક્યાં પણ તે માધુરી જોવામાં આવતી નથી. તે સાંભળ્યાથી આંઈ વાત વાંચીને થતો નથી, કરસેવા વારીને થતો નથી, સિડ વાસીને થતો નથી, રોમિયો અને જુલિયટ વાંચીને થતો નથી, રઘુવંશ વાંચીને થતો નથી, મહાભારત વાંચીને થતો નથી, રામાયણ વાંચીને થતો નથી. જેમ રમણીનું હાય–અપાર, અપરિમેય, અતલસ્પર્શી છે તેમ વાર્ત્તા પણ છે. એમાં સામાન્ય કીર્તિ, રાક્ષસવધ; સામાન્ય પ્રેમ, પ્રાણપણ; સામાન્ય લાભ, રાજ્ય વિપુલ શૂન્ય; સામાન્ય દાન, અડધું રાજત્વ અને એક રાજકન્યા હતો, આટલુંજ કહ્યું હતું તેમાં તેનાથી કંઈ વૈચિત્ર્ય નહોતું–સર્વ ભયાનક, સર્વ આશ્ચર્ય, તે એકભાવ હતો. સર્વમાં જ રાજપુત્ર છે, સર્વમાં રાજકન્યા છે; સર્વમાં રાજપુત્ર અને રાજકન્યામાં પ્રેમ થાય છે; સર્વમાં પ્રેમનો જય છે. સર્વ નાયિકા જ રૂપવતી છે.

કાઇ ઘટને પ્રકાશિત કરેછે, કોઈના હસવાથી માણેક ઝ-
રેછે, રડતાં મોતી ખરેછે. તે વિચિત્ર પક્ષીઓ, તે પ-
ક્ષીરાજ ઘોડા, તે તાલપત્રના ખાંડા, તે રાક્ષસ, તે
માનવની જોડે પરીનો પ્રેમ, તે ઇંદ્રાલયનું નૃત્ય, તે
વટપ્રાર્થના, તે અભિશાપ, તે સ્વર્ગના રથ ઉપર ચઢીને
દેવકન્યાઓનું સ્નાન કરવા આવવું, તે પાતાલમાં રહે-
ઠાણ, તે વિકટાકાર દૈત્ય, તે મરણની લાકડી જીવનની
લાકડી, તે વિલાસવતી માલિની, તે અસંખ્ય રાજપુ-
ત્રનું ગાડલત્વ પ્રાપ્તિ—તે સર્વ છે, જ્યાં રાજા મરેછે ત્યાં
રાજહસ્તી ગાંડો થાય છે, જ્યાં બે રાણી છે, ત્યાં નાની
ખરાબ છે. મોટી સારી છે. જ્યાં રાજાની ખરાબ બુદ્ધિ
થાય છે, ત્યાં હાથીશાલમાં હાથી મરે છે, ઘોડાશાલમાં
ઘોડા મરે છે. જ્યાં સ્ત્રીઓને અપમાન, સ્ત્રી લોકોને મ-
નપીડા થાય છે, તે રાજનું સત્યાનાશ વળે છે. હાં પ-
ર્યન્ત તેમ હોકાર ચાહવા પડતા હતા, પરન્તુ ઉઘાડેલી
બારીમાંથી ચંદ્રકરલેખામાં સૂઇને તે મુખમાં તે વાર્ત્તા
સાંભળવામાં જે સુખ છે તેવું સુખ આ જગતમાં બીજે
કયાં છે? તે ચન્દ્રમુખીમાં આ વાર્ત્તા સાંભળતાં સાંભ-
ળતાં યાદ કરતો કરતો કે—આલિંગન શરીરે શરીરે ન
થતાં પ્રાણેપ્રાણ કેમ થતું નથી? પ્રાણની અન્દર હાથ
બહાર કાઢીને તેના પ્રાણને આદર કેમ કરી શકતો નથી!
તે વાર્ત્તાનો ઝુરો જે દિવસે સૂકાયો છે તે દિવસથીજ

ગાવું થયું છે કે, જે ઘેલાની પેઠે જે મુખમાં આવે છે તે બકું છું; તેનું કંઈ ઠેકાણું નથી. તે દહાડે, મનનું મોટું બંધન તુટી ગયું છે—મન જાણે સંસારમાંથી વિખુટું પડી ગયું છે, ' શૂન્યની ઉપર જાણે પડી ગયો હોવું તે તે દિવસથી કેવો થઇ ગયો છે કે એક મધુર શબ્દ ક્યાંપણ સાંભળ્યાથી, સુન્દર કંઈ જોયાથી પ્રાણ ઉદાસ થઈ જાય છે–શૂન્યમય, પૃથ્વીમય, આકાશમય, જગત્મય પસરી જાયછે–કોની શોધમાં, તે હવે શું કહું ?—જેની શોધમાં તેને શું શોધી આપશે ? પરન્તુ—

તે મુખપર સ્થિર દૃષ્ટિ રાખીને, તે મુખની લાવણ્યલીલા જોતાં જોતાં તે મોંએ વાર્ત્તા સાંભળ્યાથી જે સુખ ઉપજે છે, તેવું સુખ સ્વર્ગમાં પણ નથી. તેના દરેક વાક્યના બદલે એક એક સૌહ જગત્ આપ્યા છતાં પણ લાયક કીંમત થનાર નથી. પરન્તુ આટલું જે સુખ હતું તેમાં પણ દુઃખ આવીને સામેલ થતું હતું, મુખ સારી રીતે જોવાનો લાગ મળતો નહોતો. દીવો–દીવાના કપાલમાં આગ પડો–દીવો મારી પછવાડે રહ્યાથી મારા મુખની છાયા તેના મુખ ઉપર પડતી હતી. આ જુઓ, જગત્ પદ્ધતિનું એક અસંપૂર્ણતા છે. કોમટે જે જગત્પદ્ધતિમાં દોષ લગાડ્યો છે, જગત્પદ્ધતિને અસંપૂર્ણ કહ્યું છે તે પ્રામાણિક છે–તે કહેવું ખરૂં છે. હું ગમે તેમ હોઉં. પ્રકાશ સર્વદા તેના મુખની ઉપર કેમ

પડતો નથી ? પદ્ધતિમાં દોષ નથી એવું કોણ કહે છે ? આ વિશ્વરચનાનો બીજો એક દોષ એ છે કે સર્વ વિષય ફ્તેમંદ, સર્વ કાર્યની સાર્થકતા થતી નથી. પ્રેમ કરતો હતો તેથી રોતાં રોતાં આંખ ગઇ. કેવળ હુંજ નહિ-પ્રેમ કરીને કેટલા માણસો સુખી થયલા છે ? કોણ રોતો નથી ? કોણ અદૃષ્ટને ખરાબ કહેતો નથી ? કોણ છાતીમાં નરકને વહન કરતો નથી ! કેટલા વખત થયા રોવું છું અને ક્યાં સુધી રોઈશ ? આ કાળી આંખમાં હજી કેટલું પાણી છે, તે જગદીશ્વરજ જાણે છે, પરન્તુ રડ, સર્વદા રડતો રડતો મર;-રોવાનું પરિણામ હોવા શિવાય બીજું કંઇજ નથી. તેથીજ કહું છું કે જગત્પદ્ધતિ અસંપૂર્ણ છે. એમાં ઈશ્વર ઉપર દોષ પડે છે ખરો પરન્તુ ઈશ્વર કેવો છે, ઈશ્વર એ શું પદાર્થ છે, તે તમે હું કેવી રીતે જાણીએ ? સર્વ કરતાં જે* વધારે જાણતો હતો તે આટલુંજ જાણતો હતો કે, તે કંઈજ જાણતો નથી. ન્યુટન જાણતો હતો કે જ્ઞાનસાગરના કિનાર ઉપર તે ફક્ત કોડાં એકઠાં કરે છે. જ-

---

* "જે મનમાં ધારે છે કે હું ઈશ્વરને જાણું છું તે કંઈજ જાણતો નથી, જે તે તે જ્ઞાનથી બહાર સમજે છે, તે તેને જાણે છે" તલવકારોપનિષદ્.

* Socraties knew, he knew nothing.

ગત્‌ની ઉત્પત્તિ સંબંધમાં તમે હું શું જાણીએ ? આ હૃદય સર્વ બનાવ સ્પષ્ટરીતે જાણી શકતું નથી—જગત્‌કારણની પ્રકૃતિ સંબંધમાં, તમે હું શું જાણીએ ? જો કંઈ જાણીએ તો એટલુંજ માત્ર જાણીએ છીએ કે, તે અક્ષય છે. પરન્તુ શું બોલતાં બોલતાં શું બોલું છું—

શું હતો અને શું થયો ? એક જણની ખોટથી જે સર્વ ચાલ્યું જાય છે—આશા ભરૂસો, સુખ સર્વે તણાઇ જાય છે, તે કોણ જાણતું હતું ? તેને ગુમાવ્યાથી સંસાર અંધકાર થશે તે જાણતો હતો, પરન્તુ આવું જે થશે તે તો સ્વપ્નામાં પણ નહોતું ? તે જે કેવું ધન છે તે વળી શી રીતે કહું ? જાણે લજ્જાવતી વેલ—આદર—સ્પર્શથી પણ સંકુચિત થઈ જાય છે. કોની કેવી રૂચિ છે તે કહી શકતો નથી—પારકાનું ચિત્ત અંધારામાં, પરન્તુ લજ્જાજ તો સ્ત્રીઓનું સૌન્દર્ય છે; લજ્જાજ તો સ્ત્રી ચરિત્રની જાદુગીરી છે. જે લજ્જાશીલા છે તેને છાતી ચીરીને રાખી શકું છું. અને જેને લજ્જા નથી તે—પરન્તુ પાપમુખમાંથી ખરાબ વાત આવતી હતી. લજ્જાજ પ્રેમની જાલ છે;—પ્રેમ જૂનો થતો નથી. લજ્જા નમ્રા જોયાથી પ્રેમ પાછો નવો થઈ જાય છે. શું કહેતા શું બોલું છું—

તે જે કેવું ધન હતું તેનું શું વલણ કરી જાણે. નવી ખીલેલી પુષ્પની વેલ હોય તે—પોતાના સૌન્દર્યના ભારથી પોતે વિનત હતી; જાણે શ્રાવણ મહીનાની નદી

હોય તે-પોતાના લાવણ્યમાં પોતે મગ્ન હતી, જાણે નવવિકસિત યુથિકા હોય તે-પોતાના સુકુમારથી પોતે આતુર હતી, પોતાની પવિત્રતામાં પોતે નિમગ્ન હતી. પરન્તુ, હાય રે દશા ! જેટલા દિવસ તે હતી, તેટલા દિવસસુધી તેનો મર્મ સમજવા પામ્યો નહિ. હવે જ્યારે સંસાર શૂન્ય થયો છે, દશ દિશા અંધકારમાં છાઇ ગઈ છે, ઘર અરણ્ય થયું છે, ઉહું ઉહું કરે છે, હૃદય અવલંબના વિનાનું થયું છે તેથી તે તો મર્મ સમજ્યો છું. આટલો દિવસ તેને ઓળખવા પામ્યો છું. જ્યાંસુધી મનુષ્ય રહે છે, ત્યાંસુધી તેનો મર્મ કોઇ સમજતા નથી. કવિગુરૂ હોમર, એક મુઠી અનાજને માટે લોકોના દરવાજે દરવાજે જઇને ભિક્ષા માંગતો હતો,-આજે સાત જગા તેની જન્મભૂમિનો દાવો કરે છે. લાર્ડ બાઈરન જુલમથી પીડાઈને સ્વદેશમાં નીકળીને દૂર દેશમાં મિસલંદિમાં પ્રાણત્યાગ કર્યો. આજે પારલામેન્ટમાં તેનો સ્મરણસ્તંભ સ્થાપવાની દરખાસ્ત થાય છે. જ્યાંસુધી વસ્તુ રહે છે ત્યાંસુધી તેનો આદર હોતો નથી તે વેળાએ મનમાં આવતું કે સર્વદા આવુંજ ચાલ્યુંજ જશે, તે વેળાએ ધારતો હતો કે આ પ્રેમનો વિચ્છેદ થનાર નથી. કેવો મનનો એક સ્વભાવ છે, જે વિશ્વાસ કરવામાં ઇચ્છા થાય છે, જે વિશ્વાસ કરવા ચાહે છે, જે

વિશ્વાસ કરવામાં સુખ છે, તેનો સહજમાં વિશ્વાસ કરવો એ મારી ગરજ છે–તે ન રહ્યાથી જે જીવન અંધકાર થશે, તેવો વિશ્વાસ કરવો એ મારી ગરજ છે. ગરજનો કાયદો નથી. અકસ્માત્ એક દિવસે મારા વિશ્વાસ ઉપર રાખ પડી તે દિવસે ત્દદયનો કાંટો નમી ગયો. તે દહાડાથી મારૂં આ ત્દદય, હવે માથું ઉંચું કરી શકાતું નથી–ઉપાડું ઉપાડું એવું મનમાં ધારે છે પણ માથુ નીચું નમી જાય છે. જેમ મોટા-વાયુથી વાંસના ઝાડની પેઠે માથું ઉપાડું ઉપાડું કરૂં છું પણ ઉપાડી શકતો નથી–ઉપાડવા જાઉં છું તો તે નમી જાય છે. નદી ત્દદયમાં મંદ હવાથી ઉઠતા નાના મોજાની પેઠે માથું ઉપાડતાંજ તરત ઢાળી પડું છું. સુન્દર કંઇ અનુભવ કર્યાથી તરત આ પ્રાણ અગ્નિમય ગર્ભમાં મુખ ગુંગળાવીને અસ્થિર બની જાય છે. કેવું એક ઉદાસીન થઇ ગયું છે. જીવન ધારણ કર્યાથી સર્વ કાંઇ કાળું પડેછે. સર્વ કામ કરૂં છું, પરન્તુ જાણે ન કરતો હોઉં તેમ થાયછે. હવે આ ત્દદય સમાધિક્ષેત્ર થયું છે– સુખની સમાધિ, આશાની સમાધિ, પ્રફુલ્લતાની સમાધિ, ઉત્સાહની સમાધિ, પ્રેમની સમાધિ, વિદ્યાભિલાષની સમાધિ, ભાવની સમાધિ–છે કંઇ લોકો જીવન કહે છે, ચૈતન્યશિવાય તે સર્વની સમાધિ છે. કેટલાક ભાવો મનમાં ઉદય પામે છે, પરન્તુ ત્દદયને સ્પર્શી કરતા નથી.–ત્દદ-

યની ચારે બાજુએ ફરતા ફરે છે, હૃદયને સ્પર્શ કરતા નથી. ફક્ત એક ભાવ જાગતો રહેલો છે. મધ્યસમયમાં પોપની બાદશાહી જેમ રોમના પ્રેક્ષાત્માની પેઠે હતી, રોમરાજ્યમાં સમાધિના ઉપર બેઠેલી હતી, મારા હૃદયમાં ભાવની સમાધિના ઉપર ભાવની પ્રેતમૂર્તિ તેવી સમાધિ સજડ બેઠી છે.

આ ઓરડો—કહ્યું છે તો એક દિવસે મોટા સુખનું સ્થલ હતું. આજ જાણે નરકનું રહેઠાણ હોય ને એવું જણાય છે, સર્વદા કંઈ આવું નહોતું. એક દિવસ અહિં આવ્યાથી ભૂતભવિષ્ય વિસરી જતો જતો ભાવમાં મગ્ન થઇને ગળી જતો હતો—હું પોતે કહેતો નહોતો અને આજે તેમાનું કંઈજ નથી પણ આ ઠેકાણે આવતાં ભય ઉપજે છે.

શું હતો, તે હવે શું કહું? તે આગમાં ઘી નાખીને હવે શો લાભ? શું થયો છે તે જુઓ છો ઘર હવે ઘર નથી. દીનબંધો! આ શું કર્યું? વિગ્રહશૂન્ય મંદિરની પેઠે, વિસર્જન પ્રતિમાના પાટની પેઠે, જીવશૂન્ય શહેરની પેઠે, મધ્યાન્હ મરુભૂમિની પેઠે, મારા હૃદયની પેઠે, ઘર જાણે ખાવું ખાવું કરે છે. ગૃહદાહની પેઠે, પ્રાણાધિકની ચિતાની પેઠે, જાણે અન્દર બહાર ધડ ધડ કરે છે. જાણે ઘોર નારકીની નરકની દુઃખથી નીકળતા અવાજથી હજારો નારકી પિશાચો ખડખડ હસતા હોય ને તે ઘર

મારૂં ક્યાં છે ? તે જે ઓરડો જોયાથી ગળી જતો હતો તે ઓરડો હવે ક્યાં છે ? આ આકાશમાં જે ચન્દ્રમા હતો, તે ચન્દ્રમા મારો ક્યાં છે ? આ સરોવરમાં જે પ્રેમોદતરંગી તરતી હતી, તે મારી ક્યાં છે ? હરિ હરિ ! આ દશા કોણે કરી ? આ ગરીબનું માથું કોણે આવું કર્યું ? આ શું થયું છે ? સુખની વેલમાં વજ્રાઘાત–પરન્તુ ન રહ્યાથી જે સારૂં હતું. માની આંખની આગળ માના એકના એક છોકરાને વાઘે ઝાલ્યો હોય તે–બચેલો છું; પરન્તુ અનાથનાથ ! આ કેવી રીતનું રહેવું ! જાણે આખી ઉમ્મર સુધી એકઠું કરેલું ધન પેટી ભાંગીને કોઇએ મારી લીધું હોય તે–હરિ હરિ ! પેટી ઉઘાડી પડેલી છે. બાપ દાદાનું ઘર બળી ગયું છે–બળેલી વીંટો પડેલી છે. શામાટે મેં જોયું ! જોવાની પહેલાં કેમ આંધળો થયો નહિ ? જોવાથી પહેલાં કેમ ન મર્યો ?

સર્વ છે, પરન્તુ સર્વ જાણે આંખ મીચેલી હોયને–સર્વ જાણે કોના વિરહમાં દુઃખિત થતા હોય તે. સર્વમાંથી એક અવાજ સંભળાય છે કે લુછાઈ ગયું છે, ધોવાઈ ગયુ છે–તેનો લેશ માત્ર પણ નથી. તેની ખોટથી સર્વ જાણે કેવા થઈ ગયા હોય ને–સર્વ જાણે ન રહ્યાથી નથી તરીકે જણાય છે–સર્વ જાણે મૃતમાણસના પ્રેતની પેઠે, માનવશૂન્ય ગામની પેઠે, પાણી વિનાના સરોવરની

પેઠે, ઉદ્ધારશૂન્ય હૃદયની પેઠે હોય ને-જાણે-જાણે-જાણે ઘરધણીઆણી વિનાના ઘરની પેઠે હોય ને, સર્વ જાણે મલિન, ખેદિત, નિર્જીવ, દુઃખિત થઇને પડેલા છે. તે સર્વ ગૃહશોભાની સામગ્રી તેવીજ સજેલી રહેલી છે, પરન્તુ હા દગ્ધ અદૃષ્ટ! હા ઘાતકવિધિ—તેમાં તે સૌન્દર્ય નથી, તે મધુરતા નથી, તે કમનીયતા નથી, તે મનોહારિતા નથી, ઘણા દીવાથી સમુજ્જ્વલ ઘરમાં, રમણીના મધુર કંઠમાંથી નિકળતા કૃષ્ણરાધિકાના મધુર પ્રેમાત્મક મધુર સંગીતની પેઠે તે નિમગ્ન ભાવ નથી-મધુર પ્રભાવસમયમાં, સ્વપ્નશ્રુત લોકાન્તસમાગત મૃદુવીણા શબ્દસંગિની કોમળ સ્વરલહરીની પેઠે તે નિમગ્નભાવ નથી-સવારના ભૈરવી રાગની પેઠે અડધી રાતના વિદાયના ગાયનની પેઠે, નવવસન્ત સમાગમમાં મૃદુમન્દ સાંઝની હવામાં વિરહ સંગીતની પેઠે, પ્રેમીના પહેલા સપ્રેમના આલિંગનની પેઠે, અસ્ફુટ ચન્દ્રના તેજમાં બાલિકાના લજ્જાવરૂપ પ્રેમાલાહ્લદની પેઠે, તે નિમગ્ન ભાવ નથી, સર્વ કેવી રીતે ગયું છે, હું પણ કેવો થઇ ગયો છું. આજે જીવતો છું. પરન્તુ કેવો થયલો છું?

જેમ ફૂલ પુષ્પ પત્ર-શોભિત ઝાડપર વજ્રઘાત થયાથી પત્ર, ફલ, પુષ્પ સર્વ બળી જાય છે, ડાલીઓ બલી રાખ થઈને ઉડી જાય છે, તોપણ ઝાડ રહેછે-જેમ પાદડાંવિનાનું શાખાવિનાનું, શોભાવિનાનું, અગ્નિથી

બળેલું સુકું ઝાડ પહેલાનું ચિન્હમાત્ર ઉભેલું હોયછે તેમ આ અધમાધમ છે.

જેમ મહાસાગરમાં વહાણ તુફાનમાં પડ્યાથી વાહણના સડ ફાટી જાય છે તેમજ તેનો દાંડો ભાંગી જાય છે અને વહાણમાં પાણી ભરાઇ, ને નરનારી તથા વસ્તુઓની સાથે તલીએ લેછે. સર્વે જાય છે; કેવળ નીચલો ભાગમાત્ર અનન્ત શ્વેતનીળવિસ્તૃતમાં તરણના ઘાત પ્રતિઘાત અથવા વાયુમુખમાં ચારે તરફ તરતો ફરે છે—જવાને માર્ગ હોતો નથી, ગતિનો ઉદ્દેશ હોતો નથી, તરવાનું પ્રયોજન હોવું નથી તોપણ જેમ કિનારા વગરના સાગરમાં તરતો તરતો ફરે છે તેમ હું અધમાધમ થયો છું.

વજહત ઝાડની પેઠે, તુફાની સમય વહાણની પેઠે, ભાંગેલી ઘરની ભીતની પેઠે, ધ્વંસના પછી નગરની પેઠે, આગથી બળેલા ઘરની પેઠે હું છું. આ પાપી જીવત જાય છે, હવે કેટલો કલી આવી રીતે જશે તે જગદીશ્વરજ જાણે.

